

જે. જે. કણીઆ બી એ

માજી પ્રિન્સીપાલ શામળદાસ કૉલેજ–ભાવનગર.

| જન્મ | મરણ |
| --- | --- |
| ઇ સ ૧–૧૨–૧૮૬૭ | ઇ સ ૫–૧–૧૯૨૩ |

## સ્વ૦ શ્રીયુત્ કણીઆજીનું ટૂંક જીવનચરિત્ર

જગન્નિયંતા તથા શ્રીમન્નૃસિંહ ભગવાન તથા શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનના તથા શ્રીમત્ સુરેશ્વર ભગવાનના ચરણ સરોજમાં અનન્ત પ્રણતિ સમર્પી આ ગ્રંથના લેખક તથા મારા પરમ મિત્ર તરફ મારી ફરજ અદા કરવા પ્રેરાઉં છું. સદ્ગત શ્રીયુત જે. જે. કણીઆ બી. એ. એ મારાપર કરેલા અનેક ઉપકારોનું કથન કરતાં પાનાનાં પાના ભરાય મારો ને તેમનો લાંબા વખતનો સ્નેહ લક્ષમાં લઈ ઉદારવૃત્તિથી તેમના પુત્રો શ્રીયુત્ હરિલાલભાઈ હાઇકોર્ટ જજ તથા શ્રીયુત્ હીરાલાલ હાઇકોર્ટ પ્લીડરે આ ગ્રંથની નવી આવૃત્તિ કાઢવાનું કામ મને સોંપ્યું છે તે માટે અભિનંદન આપું છું.

આ ગ્રંથકારનું સંપૂર્ણ જીવનચરિત્ર તો શ્રી શ્રેયસ્સાધક અધિકારી વર્ગ તરફથી વખત આવે પ્રસિદ્ધ થશે પણ તેમણે જનસમૂહપર કરેલા ઉપકારોના સ્મરણરૂપે તેમનું બહુ જ ટૂંક જીવનચરિત્ર આપવા પ્રેરાઉં છું.

સદ્ગતનો જન્મ ઇ. સ. ૧-૧૨-૧૮૬૭ માં સુરતમાં થયો હતો. તેમના પિતાશ્રી જેઠાલાલભાઇએ કોઈ એવો વ્યાપાર કર્યો નથી પણ તેમની વડીલોપાર્જીત મિલકતમાંથી નિર્વાહ ચલાવ્યો હતો. પણ તેમના સાધુસંત સાથેના સમાગમને લીધે જન્મથી જ પુત્રમાં ધર્મની વૃત્તિ જાગ્રત હતી. તેમના માતુશ્રીનું નામ સૂરજબા હતું. તે સાક્ષાત્ ધર્મની જ મૂર્તિ હતી. તેમણે તેમના સસરાની મિલકતમાંથી પોતાના કુટુંબનો મોભો જાળવીને કરકસરથી વ્યવહાર ચલાવ્યો હતો. તેમની સરલતા તથા નિખાલસપણાની છાપ તેમના પુત્રપર સારી રીતે પડી હતી. બાલ્યાવસ્થામાં સદ્ગત જરા તોફાની હતા, પોતાની સ્મરણશક્તિ તથા બુદ્ધિ એટલી તીવ્ર હતી કે એકજવાર વિષય વાચવો પડતો તેથી પોતે બાકીનો વખત સહાધ્યાયી સાથે વાર્તાલાપમા તથા આનંદમાં ગાળતા. સને ૧૮૮૨ માં સરકારી હાઈસ્કુલના છઠ્ઠા ધોરણના ત્રણે વર્ગોમા પહેલા આવવાથી એક વરસ માટે સરકારી સ્કોલરશીપ મેળવવા ભાગ્યશાળી થયા હતા. અહિંથી જ તેમના ઉદયની શરૂઆત થાય છે.

ઇ. સ. ૧૮૮૩ માં મેટ્રીકમાં પહેલે વર્ગે ઉંચે નંબરે પાસ થયા હતા. પછીથી તેમણે એલ્ફીન્સ્ટન કૉલેજમાં અભ્યાસ શરૂ કર્યો તેઓ ગણિતમાં બહુ સારૂં જ્ઞાન ધરાવતા. પ્રીવીઅસમાં ગણિતમાં બહુ ઉંચે નંબરે પાસ થવાથી તે વખતના નિયમ પ્રમાણે ગણિતશાસ્ત્રના પ્રોફેસર મે. થવેટ સાહેબે તેમને ઇતિહાસમાં ખૂટતા માર્કસ અપાવ્યા હતા. તેમને ગોખવાના વિષયપર તેમાં મુખ્યત્વે કરીને ઇતિહાસપર કટાળો હતો તેથી આ પરિણામ આવ્યું હતું તેઓ ફર્સ્ટ બી.એ.માં

હતા ત્યારે તેમને મારા મિત્ર શ્રીયુત્ નગીનદાસ ગોકળદાસ મહેતા જેઓએ વડોદરા રાજ્યમાં થોડા વર્ષ એજ્યુકેશનલ ઇન્સ્પેકટરનો માનવંતો ઓદ્દો ભોગવી સારી નામના મેળવી છે તેમનો પરિચય થયો. આ ભાઈના સમાગમથી તેમના જીવનનો પલટો તદ્દન બદલાઈ ગયો. રોજ પ્રાતઃકાલે ચાર વાગે ઉઠી નગીનભાઈ સાથે પરમાત્મા શ્રીમન્નૃસિંહાચાર્યજી રચિત શ્રી સિદ્ધાન્ત સિન્ધુ ગ્રંથ બારીકીથી વાંચતા. શ્રીયુત નગીનભાઈની સમજાવવાની એવી ઉત્તમ શક્તિ હતી કે આ ગ્રંથ વાચ્યા પછી ધર્મનું સચોટ જ્ઞાન મેળવવા તથા ગુરુશ્રીના દર્શનાર્થે જવાની તથા તેમના શિષ્ય થવાની ઉત્કટ ઇચ્છા પ્રગટી. ફર્સ્ટ બી. એ. માં પાસ થયા પછી તેઓ ગણિતમાં હોશિઆર હોવાથી મનપસંદ વિષય તરીકે ગણિત જ લેશે એમ મે. હ્વેટ સાહેબે માનેલુ પણ આ વિષય આગળ જતાં બહુ ઉપયોગી ન ધારી તેમણે બી. એ. માં **લોજીક અને મોરલ ફીલોસોફી** લેવાનુ ઉચિત ધાર્યું. તે વખતે આખી કૉલેજમાં મી. નગીનભાઈ લોજીકમાં બહુ જ હોશિયાર હતા અને તેઓ એટલા પરગજુ હતા કે પોતાનો વખતનો ભોગ આપીને બીજા અનેક વિદ્યાર્થીઓને તેમજ કણીયાજીને આ વિષય સમજાવતા.

બી. એ. ની પરીક્ષા આપી આવ્યા પછી ઘેર પાછા ફરતાં શ્રીયુત્ કણીયાજીના સ્વભાવમાં થયેલા અણધારેલા ફેરફાર જોઈ તેમના માતુશ્રી બહુ આશ્ચર્ય પામ્યા. પછીથી તેઓ વડોદરે પરમાત્માસ્વરૂપ શ્રીમન્નૃસિંહાચાર્યજીના દર્શનાર્થે ગયા તેમની મુખાકૃતિ જોઈ પોતે શિષ્ય થવાની આરૂઢ ઈચ્છા બતાવી ઉપદેશ ગ્રહણ કર્યો. આ વખતે ભગવાનશ્રીએ અગાઉથી સૂચન કર્યું હતું, કે પરિણામ જણાવવાની તારીખ બદલાઈને અમુક તારીખે જણાય તો તમો ઘણે જ ઉંચે નંબરે પાસ થાઓ અને સારી ખ્યાતિ પામો. પરમાત્માની કૃપાથી તેઓએ સૂચવેલી તારીખે પરિણામ જણાયું અને ઈ. સ. ૧૮૮૭માં ફર્સ્ટ કલાસમાં પહેલે નંબરે ઉત્તીર્ણ થયા. આ વિષયો લઇને પહેલા કલાસમાં પહેલા આવનાર ગુજરાતીઓમાં એઓ પહેલા હતા. ભાઈ મટુભાઈ કરસનભાઈ સોલીસીટરે તેમને પહેલા આ ખબર આપ્યા હતા. તેમને Duke of Edinburough fellowship તથા Ellis' prize પણ મળ્યા હતા. ઈ. સ. ૧૮૮૭-૮૮ માં એલ્ફીન્સ્ટન કૉલેજમાં ફેલો નીમાયા. તેમની ઉંમર બહુ નાની હતી પણ મૂળથી જ વિદ્યાર્થીઓપર તેમના શિક્ષણની એવી છાપ પડી હતી કે કોઈપણ વિદ્યાર્થી તેમના શિક્ષણ વખતે જરાપણ તોફાન કરતો નહિ પણ શાંતિથી ભાષણ સાંભળતો.

વચમાં એક અગત્યની બાબત જણાવવાની રહી જાય છે તે એ છે કે તેઓ ફર્સ્ટ બી. એ. માં હતા અને હું સામળદાસ કૉલેજમાં હતો ત્યારે મારા

ગુરૂશ્રીએ મને પૂછેલું કે તમારી કૉલેજના સંસ્કૃત પ્રોફેસર શ્રી. મણીલાલ નાથુભાઈની જગ્યા આપણા જેકીશનદાસભાઈને ન મળે ? મારા જેવા અલ્પજ્ઞ જીવ આ તેમના ભવિષ્યનું સૂચન શી રીતે સમજી શકે ? તેથી મેં ઉત્તર આપ્યો કે જેકીશનદાસભાઈ હજી તો બી. એ. માં પાસ થયા નથી તો આ જગ્યા શી રીતે મળે ?

રા. રા. મણીલાલ નાથુભાઈની નાદુરસ્ત તબીઅતને લીધે લગભગ ૩ વર્ષમાં તેમને આ જગ્યાનું રાજીનામું આપવું પડ્યું. મેં શ્રીયુત કણીયાજીને અરજી કરવા લખ્યું તેમણે પોતાની ઇચ્છા ન હોવા છતાં મારા આગ્રહથી અરજી તો કરી પણ તે જગ્યાપર રાવબહાદુર કમળાશંકરભાઈ નીમાયા. સંજોગવશાત્ એક વર્ષ પછી તેઓ પોતાની જગ્યાપર પાછા ફર્યાં અને તે વખતની કમીટીએ શ્રીયુત કણીયાજીની નીમણુંક રૂ. ૧૫૦) થી ૨૫૦)ના ગ્રેડથી કરી. આ સ્થાનપર તેમણે ઘણી સારી કીર્તિ સંપાદન કરી. તેમણે વેદાંતસાર=બ્રહ્મસૂત્ર-પાતંજળ યોગશાસ્ત્ર તથા ગુરૂશ્રીની આવશ્યકતા તથા બીજા અનેક વિષયોપર શ્રી મહાકાળમાં લેખો લખ્યા છે. વેદાંત-ફીલોસૉફી, ગીતા તથા બ્રહ્મસૂત્રપરના તેમના વ્યાખ્યાનો સાંભળવાને તથા તે વિષયો સમજવાને બીજી કૉલેજોના વિદ્યાર્થીઓ પ્રેરાતા અને તે વિષયો સંબંધી તેમના જ્ઞાનની પ્રશસા સર્વત્ર થઈ હતી.

તેઓ બહુ ખંતીલા તથા આગ્રહી હતા. જે વિષયનો આરંભ કરતા તે વિષયનું સંપૂર્ણ જ્ઞાન મેળવ્યા વિના તે વિષય કદી પડતો મૂકતા નહિ. કૉલેજના કામ ઉપરાંત તેમને બે વર્ષ મેટ્રિક કલાસમાં સંસ્કૃત લેવાનું કામ આવ્યું. વ્યાકરણનો વિષય બધાજ વિદ્યાર્થીઓ આગળ જતાં ભૂલી જાય છે. અને વિદ્યાર્થી કરતાં શિક્ષકમાં દશગણું જ્ઞાન હોવું જ જોઇએ એવો તેમનો મત હોવાથી તેમણે વ્યાકરણ શાસ્ત્રી ભાનુશંકરભાઈ પાસે શ્રી સિદ્ધાન્ત કૌમુદીનો અભ્યાસ શરૂ કર્યો. શાસ્ત્રીજીને પોતાને મુખે મેં એમ કહેતાં સાંભળ્યા હતા કે મેં હજારો વિદ્યાર્થી ભણાવ્યા પણ તેમના જેવી તીવ્રબુદ્ધિના વિદ્યાર્થી જોયા નથી. જે શંકા તેઓ કરે છે તે હજી સુધી કોઇએ કરી નથી. તે શંકાનું સમાધાન શાસ્ત્રીજી પોતે બીજે દીવસે કરી લાવતા અને કોઈ કોઇ પ્રસંગે તો તેમને પણ મુશ્કેલ થઇ પડતું. તેમને બીજાની પેઠે સૂત્રો ગોખવા પડતા નહિ પણ એકવાર વાંચવાથી તેમને સૂત્રો યાદ રહી જતા. મને પોતે ઘણીવાર કહેતા કે વાંચન વાંચનમાં ઘણો ફેર છે. તેઓ એટલું બારીકીથી વાંચતા કે લાંબે વખતે પણ વાંચેલા વિષયનું પાનું પણ ઘણું ખરૂં સ્મરણમાં રહેતું.

સંગીતશાસ્ત્રનો અભ્યાસ તેમણે અનેક ગવૈયા પાસે કર્યો હતો. તેમનો કંઠ ન હતો છતાં સંગીત જ્ઞાન બહુ સારૂં ધરાવતા. ઉપર જણાવી ગયો તેમ

તેમના આગ્રહી સ્વભાવને લીધે સિતાર વગાડતાં શીખવા માંડ્યુ ત્યારે દરરોજ સાત આઠ કલાક તે વિષય પાછળ મહેનત કરતા. છેવટે ઉત્તમ રીતે સિતાર વગાડતા આવડ્યુ ત્યારે જ તેમણે તે વિષય પડતો મૂકયો હતો.

રમતમાં પણ તેવાજ ઉત્સાહી હતા. શેતરંજની રમત તેમણે શરૂ કરી ત્યારે રોજ આઠ કલાક રમતા. છેવટે એવી સારી નિપુણતા મેળવી કે કોઇ રમનાર ભાગ્યે જ તેમને હરાવી શકતો. ટેનિસ વગેરે રમતોનું પણ તેમણે જ્ઞાન મેળવ્યું હતુ.

ગુરૂભક્તિ તેમની ઘણી જ દઢ હતી. તે સબંધમાં એક દાખલો આપવો ઉચિત ધારૂં છુ. શ્રાવણ માસમાં એક પ્રસગે હું અને તેઓ શાહોરમાં શ્રી ગૌતમેશ્વર જતા હતા. વરસાદ પડતો હતો અને મોટા મોટા પત્થરો ડુંગર પરથી ગબડતા હતા. તે પ્રસગે તેમણે મને કહેલુ કે ગુરૂકૃપા મેળવવા ગુરૂશ્રી પર અડગશ્રદ્ધા હોવી જોઇએ. અધારી રાત્રિ હોય—આવા પત્થરા પડતા હોય— વરસાદ ધોધમાર વરસતો હોય છતાં ભગવાનશ્રી મને આજ્ઞા કરે કે આ ડુંગર પરથી અમુક વનસ્પતિ લઈ આવો તો હું જરાપણ ક્ષોભ વિના તે લાવ્યા વિના ન રહુ આવી તેમની શ્રદ્ધા જોઇ હું તો સ્તબ્ધ થઇ ગયો. આવા પુરૂષ પર પ્રભુશ્રી કૃપા કરે તેમાં શું આશ્ચર્ય ?

વૈદક સબંધી પુસ્તક લખવા તેઓ કેમ પ્રેરાયા અને તેમાં તેમણે કેટલી કેટલી મુશાબત વેઠી હતી તેનું દિગદર્શન કરાવવું અસ્થાને નહિ ગણાય.

તેમને વૈદક વિદ્યાનો બહુ શોખ હતો. તેથી તેમણે બાયોકેમીક—હોમીયો- પેથીક તથા ગુજરાતી અનેક વૈદકના પુસ્તકોનું અધ્યયન કર્યું હતુ તથા આ દવાઓની પેટીઓ તેઓ પોતાના ઉપયોગ માટે રાખતા. ઘણી દવાઓ વાપર્યા વિનાની પડી રહેતી તે પ્રમાણે આ બાયોકેમીક દવાઓની પેટી પડી રહી હતી. આ વખતે મારી મોટી દીકરીની આંખમાં ડોળાપર ચાંદું પડ્યુ હતું. મેં અનેક ઉપાયો કર્યા પણ તે ચાંદું ન જ મટયું અને હુ ઘણો જ કંટાળી ગયો. તેમણે કહ્યુ કે તારી હિંમત હોય તો આ દવામાંથી કેલ્કેરીઆ સલ્ફ નં. ૨ અજમાવીએ મેં હા પાડી અને પ્રભુકૃપાથી ફેર પડતો ગયો. આ ઉપરથી તેમણે આ શાસ્ત્રનો અભ્યાસ કરવાનો નિશ્ચય કર્યો. આ પછી તેમણે અત્રેના માજી ચીફ મેડીકલ ઓફીસર દાક્તર શિવનાથભાઈ પાસે રોજ અમુક વખત વાંચી અંગ્રેજી દવાઓ સંબધી કેટલુંક જ્ઞાન મેળવ્યું. પછીથી વઢવાણના પ્રસિદ્ધ દાક્તર રાવબહાદુર ઠાકોરદાસભાઈ જેઓ બાયોકેમિક દવાઓનો બહોળો ઉપયોગ કરતા હતા તેમની પાસે ઉન્હાળાની રજામાં સ્વતંત્ર મકાન રાખી ખર્ચ તથા અનેક ઉપાધિ વેઠી વ્યાધિનું નિદાન કરતાં તથા આ શાસ્ત્ર સબંધી અનેક ગ્રથો વાંચી જ્ઞાન મેળવ્યું. આ પછી તેમણે પોતાના ઘરના ઉપયોગ

માટે એક ગ્રંથ લખવા માંડ્યો પણ પોતાના કરતાં કોઈ દાક્તર આ સબંધી ગુજરાતીમાં ગ્રંથ લખે તો વધારે સારૂં કામ કરી શકે એમ માની ઘણા દાક્તરોને વિનંતી કરી. કોઈ કોઈ દાક્તરે ગ્રથ લખી તેમને બનાવ્યો પણ તેમને તે પસદ ન પડવાથી ગુજરાતી જાણનાર પ્રજાને આ વિષયથી વાકેફ કરવાના હેતુથી પોતે પ્રથમ જ અનેક ગ્રંથોનું દોહન કરી **"જીવનરસાયનશાસ્ત્ર અથવા વ્યાધિ હજાર પણ ઔષધ બાર"** એ નામે પુસ્તક બહાર પાડવાનો વિચાર કર્યો. અનેક એલોપથિક દાક્તરોએ એ ગ્રથ છપાવી નકામા પૈસા પાણીમાં ન નાખવા કહ્યું પણ તેમના આગ્રહી સ્વભાવને લીધે હિંમત રાખી પ્રથમ આવૃત્તિ મહુંમ નામદાર મહારાજા સાહેબ ભાવસિંહજીની કેટલીક મદદથી માત્ર ૦–૬–૦ કિંમત રાખી ઈ. સ. ૧૯૦૭મા બહાર પાડી. એ વખતે આ દવાઓ વેચનાર હિંદુસ્તાનમાં એકાદ ફર્મ હતી; તેથી તેમણે તેમના સ્નેહી ડૉ. રેશમવાળા તથા જે. પી. પંડિતને દવા વેચવા રાખવા કહ્યું પછીથી લોકોને **જુજ કિંમતે શુદ્ધ દવા** મળે તેવા આશયથી એ દવાઓ મને વેચવા રાખવા આગ્રહ કર્યો. જુંજ નફો અને ઘણી મહેનત હોવા છતાં મેં દવાઓ જર્મનીથી મંગાવી વેચવાનું કામ શરૂ કર્યું. શરૂઆતમાં તો એક પેટી વેચતાં ઘણી મુશ્કેલી પડતી પણ વખત જતાં એ કામ સરળ થયું છે, તેમના ગ્રથની બીજા ઘણાએ નકલ કરી પોતાને નામે જૂદા જૂદા રૂપમાં સહજ ફેરફાર કરી છપાવી છે, છતાં લોકો આજ પુસ્તક માગે છે કેમકે તેમના જેટલી સંપૂર્ણ હકીકત એકે ગ્રંથમાં નથી. પ્રારબ્ધયોગે આઠ માસમાં પહેલી આવૃત્તિ ખલાસ થઈ અને બીજી આવૃત્તિ ઘણા સુધારા વધારા સાથે ૦–૧૦–૦ કિં. રાખી ઈ. સ. ૧૯૦૮માં બહાર પાડી. પછીથી કાગળની મોંઘવારીને લીધે ત્રીજી આવૃત્તિ રૂા. ૧–૮–૦ કિં. રાખી ઈ. ૧૯૨૨માં અનેક સજ્જનોના આગ્રહથી. બહાર પાડી અને ચતુર્થ આવૃત્તિ ૧૯૩૦માં કાઢવાનો યોગ મને પ્રાપ્ત થયો અને હવે આ સાતમી આવૃત્તિ કાઢવાનો યોગ આવ્યો છે. તેમનું સ્મરણ કાયમ રહે એવા હેતુથી તેમના ફોટા તથા ટૂંક જીવનચરિત્ર સહિત આ આવૃત્તિ બહાર પાડી છે.

આ દવા કેટલાક લેભાગુ બનાવનારાઓ પુસ્તકમાં પ્રમાણ લખ્યું છે તે લઈ મેળવી (ખરલ કેવી રાખવી તથા કઈ પદ્ધતિથી દવા ઘૂટવી તે વિષે અજ્ઞાત હોવાથી) પ્રજાવર્ગને છેતરે છેઃ આવી રીતે બનેલી દવા અસર ન કરે તો તેમાં દવાનો દોષ નથી પણ ઉપર જણાવ્યા પ્રમાણે દવાના બનાવનારનો દોષ છે. આ સંબધે તેમણે પુષ્કળ લખ્યું છે જે ગ્રંથ વાંચવાથી સમજાશે. કોઇને એમ લાગશે કે મારી દવા ખપાવવાના આશયથી હું આ લખું છું તો તેણે આ દવા બીજી દવા સાથે વાપરી તેની અસર વિષે ખાત્રી કરવી. પહેલાં આ દવા અમારે ત્યાં તેમની દેખરેખ નીચે જ બનતી હતી અને હાલ મારી દેખરેખ નીચે ૧૫

વર્ષના જૂના નોકરોને હાથે જ બનાવવામાં આવે છે. આજે આ દવાનો ખૂબ પ્રચાર થયો છે. અનેક સ્થળેથી આ દવાની ઉત્તમ અસર વિષે અભિપ્રાય દર્શાવનારા અનેક પત્રો આવેલા છે.

ઈ. સ. ૧૯૧૮માં તેમના જ્યેષ્ઠ પુત્ર ભાઈ ઇશ્વરલાલ જેઓએ M.A.LL.B. ની ડીગ્રી સંપાદન કરી હતી તેઓ સ્વરૂપસ્થ થતા તે પ્રસંગે અનેક ગૃહસ્થો શોક પ્રદર્શિત કરવા આવતા પણ તેમણે જ્ઞાન આચારમાં ઉતારેલું હોવાથી જરા પણ ખેદ વિના ઉત્તર આપતા કે સબંધ માત્ર ખોટો છે અને પરમાત્માનું કોઈ પણ કામ દોષરૂપ છે એમ આપણે કેમ કહી શકીએ—ભાઈ ઇશ્વરલાલની મુસાફરી પૂરી થઈ તેમનું કર્તવ્ય પૂરું થયું એટલે ઉત્તમ લોકમાં ચાલ્યા ગયા તેમાં વિલાપ કરવાથી શો લાભ ? એકાંતમાં રાત્રે બેસતાં મારી આંખમાં આંસુ આવતા પણ તેમને કોઈ દિવસ મેં હિંમત હારતા જોયા નથી. આ પછીથી ઘરનો કેટલોક બોજો જે ભાઈ ઇશ્વરલાલને માથે હતો તે તેમણે સ્વરૂપસ્થ થતા સુધી પોતાને માથે ઉપાડી લીધો હતો ભાઈ ઇશ્વરલાલના પુત્રને રોજ રાત્રે શ્લોકો શીખવતા તથા કેટલીક જ્ઞાનની વાતો કહેતા

કોઈ પણ માણસ તેમના સમાગમમાં આવ્યો હોય તો તેનું કોઇ પણ કામ બનતા સુધી કરવાને ચુકતા નહિ. તેમનામાં મોટાઇનો અંશ ન હતો. સર્વને સમાન ગણતા.

તેમણે પ્રિન્સીપાલ તરીકેનો માનવતો હોદ્દો બહુ ટૂંક વખત ભોગવ્યો. કોલેજમાંથી આવતા ચકરી આવી અને ભાન ન રહ્યું. આ વખતે તેમણે તો અગાઉથી જ સૂચન કર્યું હતું કે આ મંદવાડમાં મારું શરીર નહિ રહે. અત્રેના દાક્તર સાહેબ ફીરોજશાહે સ્નેહી તરીકે પોતાની ફરજ અદા કરી હતી. જ્યારે બોલાવતા ત્યારે આવતા. તેમના માનવા પ્રમાણે કાંઈ અડચણ આવે તેવું નથી, પણ તેઓ તો સ્પષ્ટપણે કહેતા કે મને એટલી અશક્તિ લાગે છે કે આ શરીર નહિ ટકે. થોડા દિવસની માંદગી ભોગવી છેલ્લી ક્ષણ સુધી બોલી જરાપણ દુઃખનું ભાન કરાવ્યા વિના તા. ૫–૧–૧૯૨૩ ને રોજ તેઓ સ્વરૂપસ્થ થયા. આ પ્રસંગે પણ ગુરૂશ્રીની મૂર્તિનું ધ્યાન તથા સ્મરણ તેઓ ચૂકયા નહતા. પરમાત્મા તેમના આત્માને શાંતિ આપો.

જનસમૂહપર તથા મારાપર કરેલા ઉપકાર માટે પુનઃ પુનઃ તેમનો આભાર માની તેમની છબી સાથે આ આવૃત્તિ પ્રજા સમક્ષ મૂકું છું અને પ્રજાવર્ગ તેનો લાભ લઈ થોડા વખતમાં છઠ્ઠી આવૃત્તિ કાઢવાનો સુયોગ પ્રાપ્ત કરાવશે એમ આશા રાખી વિરમું છું.

ભાવનગર }
ઈ. સ. ૧૯૩૮ }

**મગનલાલ તાપીદાસ કાપડીયા.**
શ્રી ન. રા. કુ. જ. બો. વિદ્યાલયના અંગ્રેજી શિક્ષક.

# પ્રસ્તાવના

આ ગ્રંથની પ્રથમાવૃત્તિ (તા. ૩-૧૧-૧૯૦૭) સાત આઠ માસમાં જ ખપી જવાથી દ્વિતીયાવૃત્તિ (તા. ૧-૧૦-૮) માટે દ્વિગુણ સંખ્યા પ્રત કાઢવામાં આવી હતી. તે આવૃત્તિ પણ પૂરી થઈ ગયાને કેટલાંક વર્ષ થયા. એ દરમ્યાનમાં આ સબંધમાં બીજા ગૃહસ્થો તરફથી પુસ્તકો બહાર પડેલાં છે એ જાણવામાં આવ્યું હતું તેથી તૃતીયાવૃત્તિ કાઢવાનો આગ્રહ વૃત્તિએ ધર્યો નહોતો. આ તૃતીયાવૃત્તિ કાઢવામાં વિલંબ થયાનુ આ એક મુખ્ય કારણ છે. આમ છતાં આ ગ્રંથ માટે જ અનેક ગૃહસ્થો તરફથી વારંવાર માગણી થવા લાગી અને તેમનો આગ્રહ વિશેષ જણાવા લાગ્યો. તેથી વિલંબે પણ આ તૃતીયાવૃત્તિ પ્રકટ કરવાનો યોગ આવ્યો છે. અને એ માટે એ આગ્રહ કરનાર ગૃહસ્થોનો પ્રથમ જ ઉપકાર માનું છું. કેમકે એમનો આગ્રહ જ આ જનહિત કાર્ય કરાવવામાં નિમિત્ત થયો છે.

આ રીતે નવી આવૃત્તિ કાઢવાનો યોગ આવતાં, એટલા સમયમાં આ ઔષધો સબંધમાં જે જે નવા અનુભવો થયા તે સર્વને આમાં સ્થાન આપવું ઉચિત લાગ્યું છે વળી પ્રથમની બે આવૃત્તિમાં વેન્ડર ગોલ્ટઝના અતિ ઉપયોગી પુસ્તકનું અવલંબન કરવામાં નહોતું આવ્યું. તેથી આ વિષયમાં જે અપૂર્ણતા હતી તે આ આવૃત્તિમાં દૂર કરવામાં આવી છે.

આ આવૃત્તિમાં મુખ્ય ફેરફારો આ પ્રમાણે કરવામાં આવ્યા છેઃ—

આ ક્ષારોનો બાર રાશિ સાથે સબંધ દર્શાવ્યો હતો તે રસવિદ્યાના રહસ્યને અવલંબીને હતો. તેને બદલે તે તે રાશિવાળા દરદીને તે તે ક્ષાર આપવો એવો અનર્થકર નિયમ કેટલેક સ્થળે લેવાતો જોવામાં આવ્યો, અને દ્વિતીય-પરિશિષ્ટમાં જે ઔષધો દર્શાવ્યાં હતાં તે માત્ર એટલા જ આશયથી કે તે તે વ્યાધિમાં તેટલાં ઔષધોનું ચિંતન કરવાનુ બહુધા રહે છે. અને તેમાંથી ચિન્હ પ્રમાણે જે ઔષધ યોગ્ય જણાય તે એક પસદ કરી આપવાનુ છે. તેને બદલે કેટલાક મનુષ્યો એ બધાં જ ઔષધો ભેગાં કરી જેમ હિંગાષ્ટકચૂર્ણ આદિની ફાકી મારવામાં આવે છે તેમ ૨૦, ૩૦ ગ્રેઈનની ફાકી મારતા જણાયા. આ પ્રમાણેનો દુરુપયોગ થતો જણાયાથી આ આવૃત્તિમા એ બને કાઢી નાંખ્યાં છે અને એ દ્વિતીય પરિશિષ્ટના વિષયનું તે તે વ્યાધિના પ્રકરણમાં પ્રતિપાદન કરી દીધું છે.

દવા લેવાના પ્રકારમાં ઇલેક્ટ્રોહોમીઓપથીનો ડાઇલ્યુશનનો પ્રકાર આ આવૃત્તિમાં વધારે દર્શાવવામાં આવ્યો છે અને તેના પ્રતિ પ્રજાવર્ગનું ખાસ ધ્યાન ખેંચવું ઉચિત છે.

આ શિવાય, આ બાર ક્ષારો ઉપરાંત બીજા નવા ક્ષારો જે આ શાસ્ત્રના નિયમથી જ આવશ્યક જણાયા છે તેના ગુણ, સ્વભાવ, ઉપયોગાદિનો વધારો કરવામાં આવ્યો છે; અને એ શિવાય પણ બીજાં કેટલાંક હોમીઓપથિક ઔષધોનું પણ પ્રસંગવશાત સૂચન કરવામાં આવ્યું છે. ક્ષારોનો પરસ્પર વિરોધ દર્શાવવામાં આવ્યો છે અને કેટલાક મોટા વ્યાધિઓ જેનું પ્રતિપાદન પૂર્વની આવૃત્તિમાં નહોતું તેની પણ ચિકિત્સા અહિં દર્શાવી છે અને તે ઉપરાંત ઈન્ફ્લુએન્ઝા જેવા પ્રચલિત થયેલા વ્યાધિના પ્રકરણમા ઘણો ઉપયોગી વધારો કરવામાં આવ્યો છે, તથા સામાન્ય મનુષ્યોને અનુકૂલ પડે તેટલા માટે ઘણીવાર થતા કેટલાક વ્યાધિની ચિકિત્સા તત્કાલ સમજાય તે માટે તૃતીય ભાગમાં એક સામાન્ય પ્રકરણ ઉમેરવામાં આવ્યું છે. ઘણું વ્યાધિ માટે ચહેરાપરથી નિદાન કરવાની પદ્ધતિ દર્શાવી છે. પૂર્વે ચૂર્ણોના નામ અને ઉપયોગ માત્ર દર્શાવ્યા હતાં અને આ આવૃત્તિમાં તેમાં કયા કયા ક્ષારો આવે છે તે પણ સ્પષ્ટ કર્યું છે અને પાવરના નિર્ણય માટે પણ વિશેષ સમજણ આપવામાં આવી છે.

આ વિદ્યાનો પ્રચાર ગુજરાતી જાણનારામાં હવે એટલો બધો થયો છે કે પૂર્વની આવૃત્તિની પ્રસ્તાવનાનાં વાકયો હવે ઉપયોગનાં રહ્યાં નથી તેથી એ પ્રસ્તાવનાઓ અહિં દાખલ કરી નથી. છતાં એટલું સુચવવું યોગ્ય છે કે આ ગ્રંથના ઉપોદ્‌ઘાતમાં જે કેટલાંક વચનો ભૈષજ્યવિદ્યાની બીજી સંસ્થાના સંબંધે લખ્યાં છે તે, તે તે સંસ્થાની સામેનાં નહિ સમજતાં આ સંસ્થાની સ્તુતિનાં રોચક વાકયો જ ગણવા ઉચિત છે.

આ ક્ષારોના ઉપયોગથી ઘણાખરા વ્યાધિઓમાં સારો લાભ સત્વર થાય છે એ હવે સર્વના અનુભવથી સિદ્ધ થયું છે તેમ એવું પણ કેટલીક વાર જોવામાં આવ્યું છે, અને તે વૈદવિદ્યા અનુમાનની ભૂમિકાને ઉલંઘી ગઈ નથી તેથી સાચું છે કે, જેમ અંગ્રેજી દવાથી નહિ સારા થયેલા કેસો દેશી દવાના ઉપયોગથી સુધરેલા જણાય છે, જેમ દેશી ઔષધના પ્રયોગથી નહિ સારા થયેલા વિવિધ કેસો અંગ્રેજી દવાથી સુધરેલા જણાય છે, જેમ એ બંનેથી કોઇ રીતે નહિ સારા થયેલા કેસો આ ક્ષારોનાં ઉપયોગથી સાવ સારા થયેલા જણાય છે; અ ત્રણેથી નહિ સુધરેલા કેસો બીલકુલ દવા છોડી દેવાથી પણ સારા થયેલ જણાયા છે, તેમ આ ક્ષારોથી નહિ સારા થયેલા બીજી દવાથી પણ પ્રસંગે સારા થયેલા જણાયા છે. તેથી આ ક્ષારોથી કે કોઈ પણ એક દવાથી કો વ્યાધિ નહિ મટ્યો તો તેટલા પરથી તે આર્ત પુરૂષે નિરાશા ધરવાનું લેશપણ કારણ નથી. એક પદ્ધતિથી નહિ મટે તો બીજી પદ્ધતિનો આશ્રય લઈ અજ માયશ કરી જોવો એ શિવાય અજ્ઞાન મનુષ્યો માટે અન્ય ઉપાય નથી, પણ

સદા હિંમતવાળા રહેવુ અને અમુક વ્યાધિ અસાધ્ય થયો છે એવું મનમાં કદાપિ દઢ ન થવા દેવુ.

હાલ કાગળોના ભાવો, છપામણી તથા બધામણી ખર્ચ વગેરે સર્વમાં દ્વિગુણ ત્રિગુણ જેટલો વધારો થઈ ગયો છે તેથી આ ગ્રથનુ મૂલ્ય વધારવુ પડ્યું છે અને આશા છે કે હવે પછીની આવૃત્તિ શ્રીઈષ્ટેચ્છાથી જ્યારે પ્રકટ કરવાનો સમય આવે ત્યારે એ સર્વ ખર્ચ પૂર્વના જેવાં થવાથી આ ગ્રંથ પુનઃ સોંઘી કિંમતે પ્રજા વર્ગ આગળ મૂકી શકાશે.

આ ગ્રંથ પ્રકટ કરી આ ક્ષારોનો પરિચય કરાવવા નિમિત્તે ઉપકારના પત્રો ઘણા સજ્જનો તરફથી આવતા રહે છે. તેમને જણાવવાની જરૂર છે કે શ્રી શ્રેય.સાધક અધિકારિ વર્ગના સદ્‌ગુરૂશ્રીના પીઠ પર બિરાજતા ઈષ્ટશ્રી **શ્રીમદ્ ઉપેન્દ્રભગવાનની** જનહિતકર આજ્ઞાનુ નિર્વહણમાત્ર આ છે. તેથી એ સજ્જનોએ સાચો ઉપકાર **શ્રીમદ્ ઉપેન્દ્ર ભગવાનનો** જ માનવાનો રહે છે અને આ સબધે એમનાજ ગુણગણની સ્તુતિ કરતાં અનૃણી થઈ સુખી થવુ છે.

ભાવનગર, માઘ વદિ ૧૩, સ ૧૯૭૮
તા. ૨૪-૨-૨૨

જે૦ જે૦ કણીઆ.

# વિષયાનુક્રમણી


નિવેદન. ... ... ... ... ... ... (૨)

શ્રીયુત કણીઆજીનું ટુંક જીવનચરિત્ર ... ... ... ... (૩)

પ્રસ્તાવના ... ... ... ... ... ... (૯)

મંગલ. ... ... ... ... ... ... ૧

**ભાગ ૧, પ્રકરણ ૧ થી ૪. પાન ૧ થી ૩૬.**

પ્રકરણ ૧: ઉપોદ્ઘાત, કાળ જતાં સર્વત્ર ફેરફાર થાય છે, હોમીઓપથી–બાયો કેમિસ્ટ્રીની શોધ, (હોમી૦નું સ્થાન ડૉ. હાનમાને કર્યું, જીવનરસાયણ વિદ્યાનું ડૉ. સુસ્લરે કર્યું) આ વિદ્યાની બાલ્યાવસ્થા, સુજ્ઞ આર્તને પ્રોત્સાહન. ૨

પ્રકરણ ૨ : જીવનરસાયનશાસ્ત્ર એ શું છે ? એલોપથી અને હોમીયોપથીમાં ભેદ, દશાંશ અને સતાંશ પદ્ધતિ, ચિકિત્સા પદ્ધતિનો ભેદ, પ્રુવિંગનું સ્વરૂપ, હોમી૦ શા માટે વહેલી અસર કરે છે, જીર્ણ વ્યાધિમાં હોમી૦નો જય. જીવનરસાયન વિદ્યાના સિદ્ધાંતનો ભેદ, શરીર બહારના પદાર્થ ઔષધરૂપ નથી. શરીરમાં જણાતા પદાર્થો જ ઔષધરૂપ છે, રૂધિરમાં રહેલાં ક્ષારો, દુધમાં રહેલા ક્ષારો, વ્યાધિ એટલે ક્ષારની ન્યૂનતા, ઑર્ગૅનિક પદાર્થ શા માટે ઔષધરૂપ નથી, બારે ક્ષારોનાં નામ તથા તેમનો ઓરગેનિક પાદાર્થ સાથેનો સંબંધ, એલોપથી તથા હોમી૦ દવા કેવી રીતે ગુણ કરે છે, આ ક્ષારો હાનિકર નથી, આ શાસ્ત્ર અને માનસ ચિકિત્સા સાથેનો સંબંધ, આ વિદ્યા અમરત્વ આપનાર નથી ત્યારે, આ ઔષધમાં મારણ શક્તિ નથી, વિષનિવૃત્તિ, શસ્ત્રવિદ્યાની અપેક્ષા. ૭

પ્રકરણ ૩ : પાવર, ઔષધના ચાર પ્રકાર, વાપરવાના વિધિઓ (ભૂકો લેવાનો, પાણી સાથે લેવાની, ડાઇલ્યુશન પ્રકાર, મલમ, પોતાં, ટીપાં વગેરે), ડોઝનું પ્રમાણ ... ... ... ... ... ૨૭

પ્રકરણ ૪ : એક્યૂટ રૂપમાં પાવર, ક્રોનિકરૂપમાં પાવર, ઔષધ લેવાનો અંતર, ઊંચી પાવરના ઔષધ વાપરવાનો પ્રકાર, બે દવા લેવી હોય ત્યારે, દવાનું મિશ્રણ, બીજી દવા સાથે લેવાય, કરી અથવા પરેજી, **ક્ષારોના નંબર,** અંદર બહાર આ ક્ષારોનો ઉપયોગ, વ્યાધિ થતો અટકાવનાર ઔષધ. ૩૦

**ભાગ ૨. પ્રકરણ ૧ થી ૧૨. વધારો. ૧, ૨, ૩, પાન ૩૭ થી ૮૬.**

પ્રકરણ ૧: ક્ષાર નં. ૧ (કેલ, ફોસ)નાં નામો, ગુણસ્વભાવ, સૂચક ચિન્હો, વ્યાધિઓ ખાસીઅત વગેરે ... ... ... ... ... ૩૭

પ્રકરણ ૨: ક્ષાર નં. ૨ (કેલ. સલ્ફ) ” ” ” ૪૧

પ્રકરણ ૩: ક્ષાર નં. ૩ (કૅલશિઅમ ફ્લોર) ,, ,, ,, ,, ૪૪
પ્રકરણ ૪: ક્ષાર નં. ૪ (ફૅરમ. ફૉસ) ,, ,, ,, ,, ,, ૪૭
પ્રકરણ ૫: ક્ષાર નં. ૫ (કાલિમ્યુર) ,, ,, ,, ,, ,, ૫૧
પ્રકરણ ૬: ક્ષાર નં. ૬ (કાલિ, ફૉસ), ,, ,, ,, ,, ,, ૫૪
પ્રકરણ ૭: ક્ષાર નં. ૭ (કાલિ, સલ્ફ), ,, ,, ,, ,, ,, ૫૮
પ્રકરણ ૮: ક્ષાર નં. ૮ (મૅગ. ફૉસ), ,, ,, ,, ,, ,, ૬૦
પ્રકરણ ૯: ક્ષાર નં. ૯ (નેટ્રમમ્યુર), ,, ,, ,, ,, ,, ૬૩
પ્રકરણ ૧૦: ક્ષાર નં. ૧૦ (નેટ્રમ, ફૉસ), ,, ,, ,, ,, ,, ૬૮
પ્રકરણ ૧૧: ક્ષાર નં. ૧૧ (નેટ્રમ સલ્ફ), ,, ,, ,, ,, ,, ૭૧
પ્રકરણ ૧૨: ક્ષાર નં. ૧૨ (સિલિશીઆ), ,, ,, ,, ,, ,, ૭૫
વધારો ૧: ક્ષારોનો પરસ્પર વિરોધ... ... ... ... ૭૮
વધારો ૨: ચહેરા પરથી ચિકિત્સા, ફૉસ્ફેટ ક્ષારો, સલ્ફેટ ક્ષારો, ક્લોરાઈડના ક્ષાર વગેરે ... ... ... ... ... ... ૮૦
વધારો ૩: નવા ક્ષારો, આરસેનિક વર્ગ, આર. એલ્બ, નં. ૧૩, કાલિ. આર, નં. ૧૪, કાલિ. આયો., નં. ૧૫ અને કંપાઉન્ડ ક્ષારો. ... ૮૨

**ભાગ ૩, ચિકિત્સા, ઉપોદ્‌ઘાત, વગેરે પ્ર. ૧ થી ૩૨,** પાન ૮૬થી

ઉપોદ્‌ઘાતઃ ચિકિત્સા કયારે કરવી, ઔષધોનો વિરોધ, પાવરની પસંદગી. ૮૬
સામાન્ય પ્રકરણઃ જ્વર, મૅલેરીઆ, પ્લેગ, મરડો, અજીર્ણનો અતિસાર, કૉલેરા, ઉધરસ, સળેખમ, કૃમિ, દાંત આવવાની ચિકિત્સા, વધારો થતાં સૂચવાતાં ક્ષારો. ... ... ... ... ... ... ૮૯
પ્રકરણ ૧: જીભ અને સ્વાદ ઉપરથી થતી ચિકિત્સા ... ૯૦
પ્રકરણ ૨: ત્વચામાંથી નીકળતા રસ ઉપરથી થતી ચિકિત્સા ... ૯૨
પ્રકરણ ૩: વેદનાના સ્વરૂપથી થતી ચિકિત્સા... ... ... ૯૨
પ્રકરણ ૪: જ્વરચિકિત્સા વરમજન્ય જ્વર, ટાઢીઆ તાવ, સાદો તાવ, પિત્તજ્વર, રિમિટંટ તાવ, ટાઇફૉઇડ, ટાઇફસ જ્વર, શીળી, અછબડા, ઓરી, રતવા, ઈન્ફ્લુએન્ઝા, પ્લેગ, લૂ લાગવી ... ... ૯૩
પ્રકરણ ૫: ઉપદંશ, ચાંદી, ગરમી, ( સીફિલિસ ) ... ... ૧૦૫
પ્રકરણ ૬: સંધિવા, વા ... ... ... ... ... ૧૦૭
પ્રકરણ ૭: વા, કળતર, ન્યુરેલજીક દુઃખાવો ... ... ... ૧૦૮
પ્રકરણ ૮: પગનો નજળો, ગંઠીઓ વા, ગાઉટ, ... ... ૧૦૯
પ્રકરણ ૯: પાંડુરોગ–ઍનીમિયા ... ... ... ... ૧૦૯

પ્રકરણ ૧૦ : ગંડમાળ, સ્ક્રોફ્યુલા ... ... ... ... ૧૧૦
પ્રકરણ ૧૧ : જલોદર જલદર, ડ્રોપ્સી. ... ... ... ૧૧૧
પ્રકરણ ૧૨ : વરમ, લોહીનો સંચય... ... ... ... ૧૧૨
પ્રકરણ ૧૩ : રક્તસ્રાવ, લોહી નીકળવું, (હેમરેજ), ... ... ૧૧૩
પ્રકરણ ૧૪ : ચાંદા, વ્રણ, (અલસર) ... ... ... ૧૧૪
પ્રકરણ ૧૫ : અશક્તિ ... ... ... ... ... ... ૧૧૫
પ્રકરણ ૧૬ : (એ) હાઇડ્રોફોબીઆ (હડકાયું કુતરૂ કરડવું) (બી) ગાંઠ ૧૧૫
પ્રકરણ ૧૭ : મુખ આદિના વ્યાધિઓઃ ગળું આવવું, સાદ બેસી જવો, દુર્ગંધ મારતો શ્વાસ, ચોરીઆનો વરમ, મોઢામાં ચાંદાં, અવાળુ ફુલવા, ચુંચીયું, ગાલપચોરીઆ, ડોક રહી જવી ... ... ... ૧૧૬
પ્રકરણ ૧૮ : દાંતના વ્યાધિઓ, બાળકોને દાંત આવવા, દાંત કળવા ઉંઘમાં દાંત કકડાવવા ... ... ... ... ... ૧૧૮
પ્રકરણ ૧૯ : શ્વસનયંત્રના વ્યાધિઓ, શ્લેષ્મ, ઉધરસ, મોટી ઉધરસ, ઉટાંટીયું, હિક્કા, વાંધણી, સાદ બેસી જવો, દમ, ન્યુમોનિઆ, પ્લુરિસી, ક્ષય, નાકના મસા, નાકમાં છોડ, નસકોરી ફુટવી, શ્વાસનલિકાનું મુખ બંધ થવું, એનો ઇડીમા ... ... ... ... ... ૧૨૦
પ્રકરણ ૨૦ : જઠર અને આંતરડાના વ્યાધિઓઃ અજીર્ણ, બંધકોશ, ચુંક, પેટનું ચઢવું, કૃમિ, ઉલટી, અતિસાર, મરડો, કોલેરા, આમણ બહાર નીકળવી, અર્શ, પાયુના ચીરા, ભગંદર, જઠરનું કળતર, ગોળા ચાંદુ, જઠરની વૃદ્ધિ, જઠર તથા આંતરડાના પડના વરમ. એપેન્ડીસાઇટીસ, ૧૨૬
પ્રકરણ ૨૧ : યકૃત્ તથા પ્લીહના વ્યાધિઓઃ યકૃત્‌ની મદતા, તીવ્રતા, કમળો, યકૃત્‌નો વરમ તથા ગડ, યકૃત્‌માં લોહીનો જમાવ તથા પ્લીહની વૃદ્ધિ, પિત્તપથરી ... ... ... .. ... ... ૧૪૪
પ્રકરણ ૨૨ : મૂત્રયંત્રના વ્યાધિઓ. પીશાબનું બહાર ન નીકળવું, પીશાબનું નહિ રચાવું, ઉનવા, પીશાબની ન્યૂનતા, પીશાબમાં વિવિધ પદાર્થો જવા, મૂત્રાશયનો વરમ, અતિશય પીશાબ થવો વગેરે, મૂત્રપિંડમાં લોહીનો જમાવ વગેરે, બ્રાઇટનો રોગ, એડિસનનો વ્યાધિ, પથરી, વરમ, મધુમેહ વગેરે ૧૪૬
પ્રકરણ ૨૩ : જનનેન્દ્રિયના વ્યાધિઃ વૃષણવૃદ્ધિ વૃષણમાં જલ, વૃષણની ભૂરી નસાનો સોજો. વૃષણની કઠિનતા, કોથળીનો કઠિમા, ચળ, એલીફનટિઆસિસ, ફુલનો વરમ, વીર્યસ્ખલન, નપુંસકપણું, અતિકામવૃત્તિ, પ્રમેહ, સારણની ગાંઠ ... ... ... ... ... ... ૧૫૨
પ્રકરણ ૨૪ : અસ્થિના વ્યાધિઃ હાડાનાં અસ્થિના વ્યાધિ, ટચકીયું, પૃષ્ઠાદિની વેદના, ઘુંટણની નીચે પાણી, રઞોળી, સાયેટિકા ... ... ૧૫૫

પ્રકરણ ૨૫: આંખના સામાન્ય વ્યાધિઓ, દુઃખવી, ખીલકુંલું વગેરે... ૧૫૭

પ્રકરણ ૨૬: કાનના સામાન્ય વ્યાધિઓ પાકવો, દુઃખાવો, બહેરાશ... ૧૫૮

પ્રકરણ ૨૭: રક્તાશયાદિના વ્યાધિઃ નાડીસબંધી, ભૂરી શિરાઓ ફુલવી, રક્તાશયવૃદ્ધિ, ફડક, રક્તાશયના પડનો વરમ, પડદાના વ્યાધિ, હૃદયશૂલ ૧૫૮

પ્રકરણ ૨૮: માથુ, મસ્તિષ્ક તથા મજ્જાતંતુના વ્યાધિઃ શિરોવેદના, આધાશીશી, નિદ્રાની અવ્યવસ્થા, આંચકી, તાણુ, હીસ્ટીરીઆ, સાયેટિકા, કોરીઆ, લખતાં હાથ ધ્રૂજવો, ધનુર, માનસિક ચિન્હો, ચકરી, ફેર, બેશુદ્ધિ, લખવો, (પેરેલીસિસ) એપોપ્લેકસી, પક્ષઘાત, ફેફરૂં, વાઈ, સંનિપાત વગેરે, પગે પગસૈવો, અફીણનું વ્યસન વગેરે ... ૧૬૦

પ્રકરણ ૨૯: ત્વચાના વ્યાધિઓઃ સામાન્ય ચિકિત્સા, તાલ પડવી, શિલસ્થ, લુખસ, દરાજ, મસા; આંટણુ ખરજવું, ખીલ, શ્લીપદ, ખસ વગેરે, ગડ, ગુમડું, પાકું. ... ... ... ... ... ૧૭૩

પ્રકરણ ૩૦: જખમ, લચક, વાગવું, દાઝવું, દંશ ... ... ૧૭૬

પ્રકરણ ૩૧: બાલકોના વ્યાધિઓઃ દાંત આવવા, સુકનાન વગેરે. ૧૭૬

પ્રકરણ ૩૨: સ્ત્રીઓના ખાસ વ્યાધિઓઃ યોનિકંડુ, યોનિમુખ વરમ, યોનિહર્ષ, પ્રદર, યોનિભ્રંશ, ઋતુસબંધના વ્યાધિઓઃનષ્ટાર્તવ, સપીપડાર્તવ, અતિઆર્તવઃ ગર્ભાશયનો વરમ તથા ભ્રંશ, સ્ત્રીઅંડવૃદ્ધિ, સગર્ભા તથા સૂતિકાના વ્યાધિઓ, દુધ ઓછું આવવું, અધુરે જવું. શસ્ત્રક્રિયા આ દવાઓનો ઉતાર. ... ... ... ... ... ૧૭૭

પરિશિષ્ટ ૧: અજીર્ણચૂર્ણ, બંધકોશચૂર્ણ, જ્વરચૂર્ણ, શ્લેષ્માદિચૂર્ણ, વાતચૂર્ણ, તન્તુવેદનાચૂર્ણ, પ્રદરચૂર્ણ, સગર્ભાચૂર્ણ, ત્વચાચૂર્ણ, પ્રમેહચૂર્ણ, અશક્તિચૂર્ણ, પુષ્ટિચૂર્ણ, ... ... ... ... ૧૮૫

પરિશિષ્ટ ૨: માનસિક ચિન્હો (૧૮૯) માથું મગજ અને ખોપરી (૧૯૦) આંખ (૧૯૨) કાન (૧૯૩); નાક (૧૯૪) ચહેરો (૧૯૫) મુખ (૧૯૫) જીભ (૧૯૬) સ્વાદ (૧૯૬) દાંત (૧૯૭) ગળું (૧૯૭) જઠર (૧૯૮) આંતરડું પેડું અને દસ્ત (૨૦૦) મૂત્રયંત્ર (૨૦૨) શ્વસનયંત્ર (૨૦૩) દમ, શ્વાસ (૨૦૪) રક્તાભિસરણયંત્ર (૨૦૫) પુરૂષજનનેન્દ્રિય (૨૦૫) સ્ત્રીજનનેન્દ્રિય (૨૦૬) પ્રદર (૨૦૭) સગર્ભા અને સૂતિકા (૨૦૮) પૃષ્ઠ, પગ વગેરે (૨૦૮) મજ્જાતન્તુ (૨૧૦) નિદ્રા અને સ્વપ્નાં (૨૧૧) જ્વર ત્વચા પ્રકીર્ણ (૨૧૧) ખાસીઅત (૨૧૪).

# પ્રથમ ભાગ

## પ્રકરણ ૧

### ઉપોદ્ઘાત

કાળ જતાં સર્વત્ર ફેરફાર થાય છે. આપણે સર્વત્ર દૃષ્ટિ પ્રસારી જોઈશું તો એક વાત સ્પષ્ટ રીતે જણાશે કે જેમ જેમ સમય વ્યતીત થતો જાય છે તેમ તેમ વિદ્યાકળામાં સુધારો વધારો અથવા ભેદ થતો જાય છે. પ્રવાસ કરવા માટે પૂર્વે બળદ, ઘોડા આદિ જ વાહનરૂપે વપરાતા, ક્રમે ક્રમે ગાડીઓ રથ આદિની શોધ થઈ અને છેવટે વરાળની ચમત્કારિક સત્તા જાણવામાં આવી. મનુષ્યે તેને વશ કરી એટલે આગગાડી, સ્ટીમર, મોટરકાર, વિમાન આદિ વાહનો તૈયાર થયા. આથી કેટલીક સગવડતા થઈ છે. વ્યાપારને કેટલુ ઉત્તેજન મળ્યું છે ઈત્યાદિ સર્વને વિદિત જ છે. મંદબુદ્ધિ મનુષ્ય પણ એક ગ્રામથી ગ્રામાન્તર જવા માટે હવે અને ત્યાંસુધી સુધરેલાં સાધનોનોજ ઉપયોગ કરે છે અને પૂર્વના ખચ્ચર ગાડાઓ આદિને વાહનરૂપે વાપરવાનો આગ્રહ છોડી દે છે. સંદેશા પૂર્વે કાસદદ્વારા મોકલાતા પણ હવે વિલમ્બ કરનાર અને કંટાળો આપનાર એ પદ્ધતિનું કોઈ સેવન કરતું નથી. હવે એ માટે સ્ટીમર, વિમાન આદિનો ઉપયોગ કરવાનું સર્વ ડહાપણ ભરેલું સમજે છે અને ત્વરા હોય તો તારથી જ સંદેશા મોકલે છે. લંડન, ન્યુયોર્ક, મુંબઈ, પારીસ જેવા મોટા મોટા શહેરમાં ટેલીફોન દાખલ થઈ ગયા છે. આથી સહેજ કામસર નોકર-ચાકરને ધક્કો ખવરાવવાનુ જતું રહ્યું છે. નોકર જઈને આવે અને સમાચાર લાવે ત્યારે તદનુસાર કાર્ય કરવાનું રહ્યું નથી, પણ ટેલીફોનની મદદથી ઘેર બેઠાં જ ગૃહાન્તરસ્થિત મનુષ્યો સાથે વાતચીત કરવાનું કામ કરાય છે. આ પ્રમાણે સંગીતવિદ્યા, ચિત્રકળા, ફોટોગ્રાફી આદિ સર્વ વિદ્યાકળામાં નવીન શોધો થઈ રહી છે, થાય છે અને થશે, અને સુખકર યોજના થયે, આપણે જોઈએ છીએ કે, પૂર્વની ગ્રામ્ય દુષ્કર રીતિ લુપ્ત થઈ જાય છે-તાત્પર્ય કે સુજ્ઞ પુરૂષો નવીન સુધરેલી યોજનાનો લાભ બને ત્યાંસુધી લેવા ચૂકતા નથી.

**હોમીયોપથી તથા બાયોકેમિસ્ટ્રીની શોધ.** આ જ નિયમ વૈદ્યક-શાસ્ત્રમાં પણ લાગુ પડે છે. મનુષ્યનો ઇતિહાસ જે સમયથી જણાયો છે ત્યારથી મનુષ્યને વ્યાધિની પીડા પણ જાણવામાં આવી છે અને ત્યારથી વ્યાધિને નિવારણ કરનાર વિવિધ ઔષધોનું સેવન થતું પણ ઇતિહાસથી સિદ્ધ છે.

ઔષધોપચાર કરવાનું કામ પૂર્વે જાદુગર કરતા, હજામ શસ્ત્રકામ કરતા; સમય જતાં એને સ્થાને વિવિધ કુશલ વૈદ્યોને હાથ એ કામ આવ્યું અને ક્રમે ક્રમે વૈદ્યને બદલે ડૉકટરોની સ્થિતિ થઈ. વૈદ્યવિદ્યામાં વિવિધ નવીન ઔષધો પ્રતિવર્ષે પ્રયોગથી શોધી કાઢવામાં આવે છે, શસ્ત્રકળામાં પ્રતિવર્ષે નવીન નવીન શસ્ત્રો, તે તે અવયવને ઉઘાડવાની, કાપવાની વિધવિધ કળા શોધી દાખલ કરવામાં આવે છે. આ પ્રમાણે ઘણાં વર્ષ આ વિદ્યાના ખેડાણ માટે પ્રયત્ન થયા છે અને અને થાય છે. પણ એ વિદ્યામાં ગંજાવર ફેરફાર તો **હોમીયોપથીની શોધ ડૉ. હાનમાને** ઓગણીસમી સદીમાં કરી ત્યારથી જ થયો છે. **હોમીયોપથીનું** બીજું નામ **"બાયોલોજીકલ"** પદ્ધતિ છે. એના પિતાપણાનું માન ડૉ. હાનમાનને જ છે. આ હોમીયોપથીની અપેક્ષાએ પ્રાચીન પદ્ધતિનું નામ એલોપથી આપવામાં આવે છે. એ હોમીયોપથીમાં સુધારો કરી ઓગણીસમા સૈકાના અંતિમ ભાગમાં (ઈ. સ. ૧૮૭૩ માં) જર્મનીના પ્રસિદ્ધ ડૉ. સુસ્લરે **બાયોકેમિસ્ટ્રીની વિદ્યાનું સ્થાપન કર્યું.** એ વાત સાચી છે કે ડૉ. સુસ્લરની પૂર્વે પ્રો. વર્ચોએ "સેલ્યુલર પેથોલોજી" વિવિધ પ્રયોગોથી અને શોધો કરી, સિદ્ધ કરી જાહેરમાં મુકી હતી, તેમજ બાયોકેમિસ્ટ્રી અથવા જીવનરસાયનપદ્ધતિમાં જે ખનિજક્ષારોનો ઉપયોગ કરવામાં આવે છે. **તેનું જ્ઞાન હોમીયોપાથ તથા એલોપાથએ બંનેને હતું.** પણ એ ક્ષારો ઔષધરૂપે આપવાથી સર્વ સાધ્ય વ્યાધિઓ મટે છે એ અનુભવથી સિદ્ધ કરવાનું અને એ ક્ષારો જે જે ચિન્હો પરથી વ્યાધિમાં વપરાય છે તે સર્વને શાસ્ત્રીય રીતે પરિશોધી જાહેરમાં મુકવાનું માન ડૉ. સુસ્લરનેજ ઘટે છે. તેથી જેમ હોમીયોપથીના પિતારૂપે ડૉ. હાનમાનનું નામ અપાય છે તે જ પ્રમાણે **બાયોકેમિસ્ટ્રીના પિતારૂપે ડૉ. સુસ્લરનુંજ** નામ ગણવું ઘટે છે. એ જર્મનીમાં આવેલા ઓલ્ડનબર્ગ શહેરના સુપ્રસિદ્ધ નામાંકિત ડૉકટરે વીશ વર્ષ ઉપરાંત આ દવાઓ વિવિધ રોગો ઉપર અજમાવી સિદ્ધ કરી ત્યાર પછી જ Abridged Therapy (સંક્ષિપ્ત થેરાપી) એ નામના પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરી છે. આપણે જોઈએ છીએ કે જ્યારે ઘોડા, બળદ આદિનાં વાહનોનો ત્યાગ કરી જ્યાં મળી શકે છે ત્યાં લોકો આગગાડી, સ્ટીમર આદિ સુધરેલી યોજનાને જ પસંદ કરે છે, ગ્રામ્ય પદ્ધતિને છોડી સુધરેલી ઢબછબ સ્વીકારે છે. ત્યારે એક પક્ષે આપણને આશ્ચર્ય થાય છે કે આ ભૈષજ્યવિદ્યામાં લોકો શામાટે પાછા પડે છે? હોમીયોપથીનાં સ્વાદિષ્ટ ઔષધોને ન લેતાં, બાયોકેમિસ્ટ્રીના સ્વાદિષ્ટ અને તત્કાલ અસર કરનાર, ખોરાકરૂપ ઔષધોને ન લેતાં હજી પણ શા માટે લોકો પેટમાં બળતરા કરનાર, મોઢામાં ચાંદી પાડનાર અને શરીરમાં

ગયા પછી વિવિધ વિક્રિયાને ઉત્પન્ન કરનાર, શરીરથી કેવળ બહારનાજ ગણવાયોગ્ય વિષમય એલોપથીના રગડા ગળામાં રેડવાનું પ્રથમ પસંદ કરે છે? પણ અધિક વિચારતાં આશ્ચર્ય શમી જાય છે. જે જે નવીન શોધ થઈ છે તેને કંઈ દિવસી લોકોએ તરત વધાવી લીધી છે? કોઈ પણ નવીન શોધ થઈ કે તરત તો વિદ્વાનમાં ગણાતી પ્રજા જ તેના સામે મોટા બરાડા નાંખે છે અને સાધારણ ગતાનુગતિક લોકો તેના પ્રતિ ધ્યાન પણ આપતા નથી અથવા તો વિદ્વાન્ પ્રજાને અનુસરે છે. આવી દોલાયમાન સ્થિતિ કેટલોક સમય રહે છે. પરિણામે સત્યજ જય પામે છે. તેથી જે વિદ્વાન પ્રજા એકવાર સામે બરાડા પાડતી દેખાય છે તે જ પ્રજા કાળ જતાં તે શોધના પક્ષમાં વલણ કરે છે અને પરિણામે તેના હિમાયતીરૂપે બહાર પડે છે. શીતલા કાઢવાની શોધ, શસ્ત્રવિદ્યા આદિ પ્રસિદ્ધ વૈદ્યવિદ્યાના શાખાઓમા પણ આ સ્પષ્ટપણે જોવામાં આવે છે. આજ નિયમથી ડૉ. હાનમાનના સમયમાં જેટલો હોમીઓપથીનો પ્રચાર થયો હતો તે કરતાં હાલ સહસ્રગણું કે લક્ષગણું અધિક પ્રસાર થયો છે. લોકોને મોટા રગડા કરતાં સૂક્ષ્મ પ્રમાણમાં લેવાતાં ઔષધના ચઢતા ગુણો હવે સમજાયા છે અને તે એટલે સુધી કે કેટલીક પ્રજા તો હોમીયોપથીક દવા જ વાપરનાર થઈ છે અને ઈતર પ્રજાજનમાંથી જે એક વાર હોમીઓપથી વાપરી અનુભવ લઇ જુએ છે તે પછી એલોપથીના ઔષધોનો બનતા સુધી અનાદર જ કરે છે. એ વાત સાચી છે કે બધા મનુષ્યો વૈદ્યવિદ્યામાં કુશળ હોતા નથી, અને તેથી તેમને વૈદ્યોના ઉપર આધાર રાખવો પડે છે. આથી જે દેશમાં હોમીયોપાથ ડાકટરોનો સુકાલ હોતો નથી ત્યાં હોમયોપથીને માનનાર ગુણગ્રાહી સજ્જનોને પણ નહિ છૂટકે અનિચ્છાથી પ્રસંગપરત્વે એલોપથીની દવાજ લેવી પડે છે. પણ એ માત્ર સમયનો જ સવાલ છે. ડાકટરો બહુધા એલોપથીની શાળામાં શિખેલા હોય છે; વળી એલોપથીમાં જેમ તાવ આવ્યો કે અમુક દવા ફટ દઈને આપવી એવું શિક્ષણ હોય છે તેવું હોમીયોપથીમાં હોતું નથી. હોમીયોપથીમાં તે તે દવાના સર્વ મુખ્ય ચિન્હો છે કે નહિં તેની બારીકીથી ડાકટરે તપાસ કરવી પડે છે. આ કરવાનો એમને વખત કે ઈચ્છા હોતાં નથી. આ આદિ કારણથી હાલનાં આપણા દેશના ડૉકટરો હોમીયોપથીમાં પ્રવીણ થયેલા જણાતા નથી અને એ દવાને વાપરતા અચકાય છે. વળી એલોપથીને શરૂ થયાને આજકાલ કરતાં હજારો વર્ષ થઈ ગયાં છે તેથી સર્વ પ્રજાને વારસામાં એના સંસ્કારો જ પ્રાપ્ત થયા છે. તેથી એ સંસ્કારને અનુસાર સ્થૂલબુદ્ધિના પ્રભાવે પ્રજામાંના ઘણાખરાને તો કળી જ શકાતું નથી કે આટલી સૂક્ષ્મ દવા તે શું અસર કરે કે કેમ અસર કરે. વળી એ દવાનો સ્વાદ ખાસ હોતો નથી તેથી તીખાં

કડવાં ઔષધનાં પાન કરી ઉછરેલાંને આ તે દવા, એવો ભ્રમ થાય છે. જેમ દુબળાનો છોકરો જાશ અને રોટલો ખાઈને ઉછર્યો હોય છે તેને સ્વાદિષ્ટ બરફી, શીખંડ આદિ આપવામાં આવે છે તો તે કેસરપપ્પુની માફક ભડકીને નાસી જાય છે અને મિથ્યા ભ્રાન્તિને વશ થઈ, જાણે તેના આગળ બરફી આદિરૂપે વિષ ધર્યું હોય તેમ માને છે, તેવી જ રીતે વિષમય પદાર્થના વિવિધ તીક્ષ્ણ સ્વાદથી તન્મયતાને પામેલી પ્રજાની ઇન્દ્રિયો હોમીયોપથીના સૌમ્ય સ્વાદિષ્ટ સ્વાદને ઓળખી નહિ શકતાં તેનાથી મિથ્યા ભડકે છે. આથી કોઈ કોઈ વિદ્વાન્ સત્યશોધક ડાકટરો પોતે હોમીયોપથી વાપરે છે છતાં દરદીની શ્રદ્ધાને અનુસરી, પોતાને ભરોસો નહિ છતાં દરદીને નિરાશ થવા દેતો અટકાવવા માટે જ એલોપથી વાપરે છે. આ પ્રકારની સ્થિતિ હોવાથી હોમીયોપથીનો પ્રચાર આપણે એલોપથી જેટલો જોતા નથી તેમાં વિસ્મય થવા જેવું હવે રહેતું નથી. પણ સત્યનો જ સદા જય છે એ સિદ્ધ નિયમ હોવાથી હોમીયોપથીએ એલોપથીને કેટલેક સ્થળે હાંકી કાઢી છે અને સમય જતા ખૂણે ખાંચરે જ એલોપથી દ્દષ્ટ થવા સમય આવે તો તેમાં વિવેકીને આશ્ચર્ય જેવું રહે તેમ નથી.

આ પ્રકારે હોમીયોપથીનું સસ્થાપન થયાને ઘણાં વર્ષ થયાં છતાં હજી એનો સંપૂર્ણ વિજય થયો નથી ત્યારે જીવનરસાયન અથવા બાયોકેમિસ્ટ્રિ હજી બાલ્યાવસ્થામાં હોય એમાં તો લેશ પણ આશ્ચર્ય પામવા સરખું સુજ્ઞને રહેતું નથી. એ નિસંઃશય છે કે ઘણા પ્રસિદ્ધ ડૉકટરોએ, જેવા કે ગ્રોવેગલ, વોકર, સી. આર. વોજેલ, એમ. ડી; જે. બી. ચેપમેન, એમ. ડી, જી. ડબલ્યુ. કેરી, એમ, ડી; જી. સી. મોરગન, એમ, ડી; એ. પી. ડેવિસ, એમ. ડી; એલ, એ. બેલ, એમ. ડી; સી. ઈ. ફિશર, એમ. ડી; એચ. કે. લીઓનાલ્ડ, એમ, ડી, ડૉ. બરનેટ. એમ. ડી; જી. ડબલ્યુ. વોર્ડ, એમ. ડી; સી. બી. કર્ન, એમ. ડી; ડૉ. નોરટન, કલાર્ક, જોનસન, સાઉથવિથ, રીડ, મૈયર, આદિ વિવિધ બારે ડીગ્રીવાળા ડૉકટરોએ એનો આશ્રય લીધો છે અને એમાં સત્તાની સ્થિતિ સ્પષ્ટ રીતે છે તેથી સમય જતાં અન્ય અનેક પથીઓનો પગભર કરી એ ઉપર તરી આવશે; છતાં જ્યાં સુધી એવી સ્થિતિ દૃષ્ટિ આગળ આવી નથી ત્યાંસુધી એની બાલ્યાવસ્થા ગણવી એ સત્યનો સ્વીકાર કર્યા સિવાય અન્ય નથી

**સુજ્ઞ આર્તને આ શાસ્ત્રની ભલામણ.** આમ છતાં સુજ્ઞ વાચકોપ્રતિ જણાવવા છૂટ લઈએ છીએ કે મોટી મોટી શોધો આરંભમાં એક વ્યકિતના અનુભવમાં આવી ક્રમે ક્રમે પ્રચાર પામી સર્વ જનમા પ્રસિદ્ધિ પામી છે એ નિયમનું વિસ્મરણ કરવુ ઘટતુ નથી પાશ્ચાત્ય પ્રજામાં બાયોકેમિસ્ટ્રિ જાણીતી

થઈ ગઈ છે એટલું જ નહિ પણ આપણા દેશમાં પણ ઘણા ગૃહસ્થો પ્રત્યેક શહેરમાં એનો ઉપયોગ કરતા જણાય છે. ઇતર કેટલાકને એની મહત્તાનો અનુભવ થયા છતાં અનુકૂલ સાધનના અભાવને લીધે જ તેઓ વારંવાર પ્રસંગ પડયે એનો ઉપયોગ કરી શકતા નથી. તે સાધનો તે અનુરૂપ ગ્રંથની પ્રાપ્તિ અને જોઈએ ત્યારે એ ઔષધો સહેલથી મેળવી શકાય એવી વ્યવસ્થા એ બે મુખ્યત્વે કરીને છે. આથી બાયોકેમિસ્ટ્રિ હજી પ્રસિદ્ધ નથી, આપણા લોકમાં પ્રસરી નથી(૧) માટે એનો આશ્રય કેમ લેવાય એ પ્રકારની શંકાને વશ થવા સુજ્ઞને કારણ નથી. જો સર્વ આ પ્રકારનો વિચાર સર્વ શોધને માટે કરે તો કોઈ પણ નવી શોધ પ્રસિદ્ધિમાં આવી શકે તેમ નથી, કોઈ પણ શોધનો પ્રજાને લાભ કોઈ પણ કાળે થઈ શકે તેમ નથી. ચાંદુ જોઈને ત્યાં બેસી જવાની મક્ષિકાવૃત્તિને આશ્રય ન આપતાં જે સત્ય છે તેને જ આશ્રય આપવો સુજ્ઞને ઉચિત છે. બાયોકેમિસ્ટ્રિનું સત્ય એટલું છે કે જો તમે તેને આજે આશ્રય નહિ આપશો તો તમારે જ કાલાન્તરે આશ્રય આપવો પડવાનો છે. આજે તમે એ દવાઓનું સેવન નહિ કરશો તો એનું સત્ય સર્વત્ર પ્રસરી ગયે તમારે એ અવશ્ય સેવન કરવી પડવાની છે, તો પછી શા માટે વિષના પ્યાલા પીને તમારાં શરીરને દેવગૃહને બદલે પિશાચ કે રાક્ષસને આપવાનાં બલિદાનના ચકલારૂપ બનાવો છો ? એમ છતાં જો આજે તમને ખાતરી નહિ થાય તો ભલે વિષપાન કરો. તમને આની સત્યતા જ એના પ્રતિ આકર્ષી લાવશે. જ્યારે વિષપાનથી તમારો વ્યાધિ નહિ મટશે ત્યારે પછી નિરુપાયે તમે આ જીવનરસાયણ પ્રતિ વળશો જ. તો હવે ડહાપણ શેમાં રહ્યું છે તે તમે જ વિચારો. શરીરમાં વ્યાધિ થયો કે તરત તેને અનુકૂલ આહારરૂપ અમૃત આપી નિવૃત્ત કરવો એ સારું છે કે તેના પર વારાફરતી એક પછી એક વિષ રેડી એ વ્યાધિને દૃઢમૂલ કરવો, શરીરને અધિક બગાડવું અને પરિણામે એ અમૃતને શોધવા જવું એ સારું છે ? અવશ્ય તમને જણાશે કે પ્રથમ માર્ગ જ સારો અને વિવેકવાળો છે તો તે માર્ગને, પ્રિય આર્ત પુરુષો ! આજથી જ ગ્રહણ કરો અને નીરોગ તેમજ દૃઢ આરોગ્યવાળા થાઓ.



(૧) આ ગ્રંથની છ આવૃત્તિથી હવે એનો ગુજરાત, કચ્છ, કાઠીયાવાડ અને યુ. પી., સી. પી. માં બધે પ્રચાર થઇ ગયો છે, નાનાં નાનાં ગામડામાં પણ આ ઔષધો વપરાવા લાગ્યાં છે અને દરદીને તરત આરામ થવા લાગ્યો છે, તેથી હવે આ વિદ્યા અજ્ઞાત રહી નથી જ.

(આ ગ્રંથના કેટલાક ખાસ અભ્યાસકો બાયોકેમિક ડીસ્પેનસરીઓ ચલાવે છે.)

લિ. ચં. મ.

# પ્રકરણ ૨

## જીવનરસાયનશાસ્ત્ર એ શું છે?

**એલોપથી અને હોમીયોપથીમાં ભેદ**—આપણી સર્વ પ્રજા એલોપથીનાં ઔષધોથી સારી રીતે જાણીતી છે. વિવિધ વનસ્પતિઓ, ક્ષારો, ખનિજ પદાર્થો અર્ક, તેલ, રસાયણ આદિ સર્વ આ વિદ્યામાં ઔષધરૂપે વપરાય છે ખાસ સત્ત્વ ખેંચેલુ હોય તેવાં તથા જેમાં રસ એટલે પારો આવતો હોય તેવા ઔષધો સિવાય ઇતર પદાર્થો જે આપણે ઔષધ રૂપે વાપરીએ છીએ તે ભાગ્યેજ એક—બે ગ્રેઈન જેટલા વજનમા હોય છે. ઘણાંખરાંનું સામાન્ય વજન દશથી તે સો–દોઢસો ગ્રેઈન સુધી લેવાય છે. રસાયણપ્રયોગોમાં માત્રા ઘણી ઓછી હોય છે છતાં તેમાં પણ ગ્રેઈન કે અર્ધ ગ્રેઈનથી માત્રા ન્યૂન હોતી નથી. સત્ત્વ ખેંચેલાં ઔષધોમાં પણ માત્રા ચાર–પાંચ ગ્રેઈન જેટલી સામાન્ય રીતે હોય છે. હોમીયોપથી અને એલોપથીને ભેદ કરનાર પ્રથમ હેતુ આ માત્રા છે. હાલ ઘણા અજ્ઞાનિ મનુષ્યો એમ સમજે છે કે હોમીયોપથીમાં સોમલ આવે છે. અન્ય કેટલાક એવું માને છે કે હોમીયોપથીની દવા નરી જ દવાઓ છે. પણ આ બને મતો કેવળ ખોટાં છે. જે જે દવાઓ આપણા વૈદ્યો અને હાલના ડાક્ટરો એલોપથીમાં વાપરે છે તે જ સર્વ દવા હોમીયોપથી પ્રમાણે દવા આપનાર ડાકટર પણ આપે છે. આપણે હિંગ, મરી, કપૂર, તામ્ર, રૂપુ, પારો, ગંધક, સોનામકી આદિ વાપરીએ છીએ અને હોમીયોપથી પણ એ જ દવાઓ—એ બધી જ દવાઓ વાપરે છે. પણ ફેર માત્ર દવાના **પ્રમાણમાં અને દવાની સૂક્ષ્મતામાં** છે. એલોપથી ડાક્ટરો ચાર ગ્રેઈન હિંગ આપે છે ત્યારે હોમીયોપથી જાણનાર હિંગનો એક ગ્રેઈનનો હજારમો ભાગ, દસ હજારમો ભાગ કે લાખમો ભાગ એક ડોઝમાં આપે છે. વૈદ્ય અને ડાક્ટરો એલોપથી પ્રમાણે પાંચ ટીપાં કપૂરના અર્કનાં આપે છે કે જેમાં કપૂરનું સત્ત્વ અણુએ અણુએ ભરપૂર થઈ ગયેલુ હોય છે ત્યારે હોમીયોપથી પ્રમાણે એ જ કપૂર વાપરતાં છતાં એક ડોઝમાં એક ગ્રેઈનનો હજારમો, લાખમો કે કરોડમો ભાગ આપવામાં આવે છે

આ સૂક્ષ્મકરણમા છે એ જ કપૂર લઈ એને દળી નંખ, અને ઝીણા ઝીણા અણુઓ વાળું કરી શકે એવા બીજા પદાર્થ સાથે મેળવીને એનુ મર્દન કરવામા આવે છે અને એ પ્રકારે અમુક વિધિ પ્રમાણે મર્દન કરાયેલું-ઘુંટાયેલું-કપૂર જ હોમીયોપથીમા વપરાય છે જે બીજો પદાર્થ આ કપૂર, હિંગ, ગોનામખી આદિ પદાર્થોની સાથે એ પદાર્થોના બારીક અણુઓ કરવા માટે મેળવવામા આવે છે તે કોઈ વિષ નથી, કે પાપાણુ નથી પણ સ્વાદિષ્ટ આહારનો જ પદાર્થ છે એ પદાર્થ તે દુધમાની ખાંડ છે જેને સુગર ઓફ મિલ્ક કહે છે કે જે સર્વ કેમીસ્ટ અને ડ્રગિસ્ટને ત્યા જોઈએ તે પ્રમાણમા મળી શકે છે જે સાદી ખાંડ આપણે ખાઈએ છીએ તે ખાંડ પણ બારીક અણુઓ કરી શકે છે પણ કેટલાક હેતુઓને લઈને એ ખાંડ કરતા દુધમાની ખાંડ પસંદ કરવામા આવી છે[1]

**દશાંશ અને સતાંશ પદ્ધતિ[2]** આ ખાંડ ઔષધરૂપ મનાતા પદાર્થોમા મેળવવાની બે રીત છે—(૧) એક ભાગ ઔષધ અને નવ ભાગ ખાંડ, (૨)

---

(૧) સુગર ઓફ મિલ્કને બદલે સાદી ખાંડ વાપરી હોય તો તે દવા પર ફીડી ચઢી જાય છે તથા દવા ગ્રીષ્મ કાળમા બગડી જાય છે સુગર ઓફ મિલ્ક પણ ઘણી જાતની આવે છે તેમા સારી ઝીણી સફેદ આકુવાળી વાપરવાની જરૂર છે હલકી શુગરથી દવા બગડે છે

(૨) આ વર્ણન વાચી ઘણા લેભાગુઓ સુગર ઓફ મિલ્ક બજારમાથી મગાવી તેમા દશમો ભાગ ૧ ૨, ૩, આદિ પાવરની દવા નાખી ગમે તેવા ખરલમા ગમે તેવી રીતે ઘુંટે છે અને પછી તે અનુક્રમે ૨ ૩, ૪, આદિ પાવરની દવા થઈ એમ સમજી વાપરે છે તથા વેચે છે, પણ એ દવા બીલકુલ ગુણ કરતી નથી, કારણકે એમા જે ખરલ લેવાની છે તે કાચી ખરલ નહિ તેમ આરસની લીસી ખરલ પણ નહિ, પણ વેજવુડ મોરટર આવે છે તે જ સારી તપાસીને લેવાની હોય છે અને તે સાથે દવાનુ સુમર્દન પણ સાદી રીતે દસ્તો ફેરવી કરવાનુ હોતુ નથી પણ હોમીઓપથીના શાસ્ત્રમા સૂચવ્યુ છે તેમ અમુક સમય જ અમુક રીતે ઘૂટવામા આવે છે, પછી તે દવાને બરાબર ઉખેડવામા આવે છે, પછી વળી અમુક રીતે ઘૂટવામા આવે છે અને પછી તેમા થોડી સુગર ઓફ મિલ્ક કહેલા પ્રમાણમા ઉમેરવામા આવે છે, પુન અમુક રીતે ઘૂટવામા આવે છે અને ઉખેડવામા આવે છે, વળી પછી થોડી સુગર ઓફ મિલ્ક ઉમેરવામા આવે છે વગેરે શાસ્ત્રવિહિત પદ્ધતિને અનુસરવાનુ હોય છે તેમજ એક વખતે ૧૦૦ ગ્રેનથી વધારે દવા કદાપિ લેવામા આવતી નથી. આથી વાચકને સમજાશે કે એ સાધારણ ગમે તેમ કરાતી મર્દન ક્રિયા નથી પણ એમા નિયમિત પદ્ધતિને અનુસરવાની જરૂર રહે છે તેથી જે દવા વેચનારને ત્યા મોટી ખરલ તમારા જોવામા આવે, લીસી ચળકતી ખરલ જોવામા આવે અથવા કાચી આડાવાળી ખરલ જોવામા આવે જે વેજવુડ મોરટર વાપરતા હોય તો પણ તે લીસી થઈ ગયા પછી પણ વાપર્યાં કરતા હોય જે ૧૦૦ ગ્રેઈનથી વધારે દવા એકવાર લેતા હોય અથવા જે

એક ભાગ ઔષધ અને નવાણું (૯૯) ભાગ ખાંડ. આમાંની પ્રથમ પદ્ધતિ તે દશાંશપદ્ધતિ (Decimal-scale- ડેસીમલ સ્કેલ) કહેવાય છે અને દર્શસૂચક x (એકસ) આચિન્હ તે દવા આગળ મુકવામાં આવે છે. બીજી પદ્ધતિ તે શતાંશ પદ્ધતિ (Centesimal scale-સેન્ટેસીમલ સ્કેલ) કહેવાય છે અને એ સૂચવવાં c (સી) આ અક્ષર દવા આગળ મૂકવામાં આવે છે અથવા તો કોઇ પણ ચિન્હ મુકવામાં નથી આવતું. આ પ્રમાણે એક વાર દશાંશ રૂપનાને પમાડેલી દવા તે ૧x લખાય છે, બે વાર દશાંશરૂપનાને પમાડેલી દવા તે ૨x કહેવાય છે, ત્રણ વાર દશાંશરૂપનાને પમાડેલી દવા તે ૩x કહેવાય છે વગેરે. આ પ્રમાણે ચાર, છ, બાર, ત્રીસ, સાઠ, સો, પાચસો, હજાર, પાચહજાર સુધી દશાંશરૂપનાને પમાડેલી દવાઓ તૈયાર કરવામાં આવે છે. આ જ રીતે એક વાર શતાંશરૂપનાને પમાડેલી દવા તે ૧c અથવા ૧ કહેવાય છે, બે વાર પમાડેલી તે ૨c અથવા ૨ કહેવાય છે વગેરે. આ સ્થળે સૂચન કરવું પ્રસંગ પરત્વે ઉપયોગનું છે કે ૨x તે ૧c ની બરાબગ થાય છે, ૪x તે ૨c ની બરાબર થાય છે. આ નિયમ પ્રમાણે "મેના ૩x" લખવામાં આવે તો તેનો અર્થ એ થયો કે સોનામખી-દશાંશપદ્ધતિ પ્રમાણે ત્રણ વાર દશાંશ-રૂપનાને પમાડેલી લેવી. "મર્કયુરી ૬x" લેવાનુ કહ્યુ હોય તો તેનો એ અર્થ થયો કે પારો લેવો પણ તે દશાંશપદ્ધતિ પ્રમાણે ૭ વાર દશાંશરૂપનાને પમાડેલો લેવો, "ચાઇના ૬૦x" એટલે દશાંશપદ્ધતિ પ્રમાણે ૬૦વાર દશાંશરૂપનાને પમાડેલુ ચાઇના લેવું. "આર્સેનિક ૬" અથવા "૩૦c"

એટલે ગતાંશપદ્ધતિ પ્રમાણે ૭ વાર તથા ત્રીશ વાર ગતાંશરૂપતાને પમાડેલું મેળવી લેવું–વગેરે. હોમીયોપથી જાણનારે આ લખો વાંચી સમજી શકવા જરૂર હોવાથી આ બે પદ્ધતિનો ખુલાસો અત્ર કરી બતાવ્યો છે પ્રસ્તુત પ્રસંગમાં આ દવાની સૂક્ષ્મતા માત્ર જણાવવાની છે. ઉપરની પદ્ધતિથી તમને સહજ સમજાશે કે હોમીયોપથિક "સલ્ફર ૩x" ના એક ગ્રેઇન આપવામાં આવે ત્યારે તેમાં ગંધક તો માત્ર ગ્રેઇનનો એક હજારમો ભાગ જ હોય છે અને બાકીનો ભાગ તે દુધમાંની ખાંડ હોય છે, "ફોસ્ફરસ ૬x" નો એક ગ્રેઇન આપવામાં આવે ત્યારે તેટલામાં ફોસ્ફરસ તો એક ગ્રેઇનનો દશ લક્ષાંશમો ભાગ જ હોય છે. આ રીત પ્રમાણે સૂક્ષ્મ થઈ જવાથી એ દવામાં ગંધક કે હિંગ કે કપૂર કોઈની વાસ આવતી નથી, એ દવા ખાધાથી પેટમાં સ્પિરિટનો તથા દવાનો ચીરાડો પડે તેમ પડતો નથી અને મોઢું તીખું તમતમતું કે કડવું થતું નથી. જે એલોપથીનાં ઔષધ પીને ઉછર્યાં છે તેને આ દવામાં ચીરાડા વગેરે નહિ પડવાથી ન્યૂનતા લાગે છે, પણ બાળકો કે જેના જઠર તથા જીવ્હા બગાડવામાં નથી આવ્યાં તેમને એલોપથી અને હોમીયોપથી દવા એ બંને આપી જુઓ. તે કોને પસંદ કરે છે? એલોપથી દવા પાવાને તમારે વેલણ કે વનરણું કે ચમચો મોંમાં નાંખવો પડે છે અને બલાત્કારથી તે બાળકને પગ વચ્ચે દાબી તેના મુખમાં દવા રેડવી પડે છે એ જ એ દવાઓની અસ્વાભાવિકતા ખુલ્લી કરે છે. એને બદલે તેને હોમીયોપથીક દવા આપી જુઓ. એ બાલક પ્રીતિથી એ દવા લે છે, એ દવા આપતાં તમારે બાલકને લેશ પણ ત્રાસ આપવો પડતો નથી. આ દવાની સ્વાભાવિકતા સહજ સૂચવે છે. તેથી એ દવાથી ગળામાં ચીરાડા પડતા નથી એ આદિ હેતુ જો કોઈ પક્ષનો છે તો હોમીયોપથીના ઉપરિપણાને જ સિદ્ધ કરે છે ને એલોપથી દવાની કૃત્રિમતા, અસ્વાભાવિકતા, સ્વભાવથી વિરૂદ્ધતાને સિદ્ધ કરે છે, છતાં આ પ્રસંગે આપણે એ બે વિદ્યાનું તારતમ્ય નહિ લેતાં એ શું છે તે પ્રતિ જ લક્ષ વાળવાનો છે માટે તેને જ અનુસરી એ બેના ભેદને જ માત્ર બતાવીએ છીએ. બંનેમાંથી કઈ શ્રેષ્ઠ છે તે સર્વને સ્વાનુભવથી સહજમાં સમજાય તેમ છે તેથી એ સંબંધનો કલહ આ પ્રસંગે અસ્થાને છે.

**ચિકિત્સા પદ્ધતિનો ભેદ.** એલોપથી અને હોમીયોપથીમાં બીજો ભેદ **ચિકિત્સાના નિયમનો** છે. હિંગ ઉષ્ણવીર્ય છે માટે તે પિત્ત કરનાર દવા છે તથા વાયુને હરનાર દવા છે. કિવનાઈન જંતુને મારનાર છે તેથી મેલેરીયાના જ્વરમાં એ આપવું સારૂં છે. આ પ્રમાણે વિવિધ નિયમથી એલોપથી

દવાઓ અપાય છે; કેટલાક વાત, પિત્ત અને કફને ઉત્તેજન કરનાર તથા હરનાર એ વિભાગમાં દવાઓનું વર્ગીકરણ કરે છે અને પછી એ નિયમ લક્ષમાં રાખી તે તે દવા પસંદ કરે છે, અન્ય કેટલાક વ્યાધિગ્રસ્ત માણસને તે તે દવા ઉટાંગથી કે વિચારથી આપી તેથી, તે તે વ્યાધિ મટેલા તથા અન્ય ઉદ્ભવેલા જોઈ તે તે દવાને તે તે મટેલા વ્યાધિના પ્રતિકારરૂપ અને વધેલા અથવા ઉદ્ભવેલા વ્યાધિના જનકરૂપે ગણે છે અને તેને લક્ષીને તે તે વાપરે છે. વળી જંતુવિદ્યા (બેકટિરીઓલોજી)નો જેમ જેમ પ્રચાર વધારે થતો જાય છે તેમ તેમ તો બધા વ્યાધિઓનો હેતુ પ્રકારવિશેષના જન્તુઓ છે એમ જણાવવામાં આવે છે અને તદનુસાર તે તે જન્તુને મારવામાં ઔષધો તે તે વ્યાધિને મટાડનાર ઔષધરૂપે એલોપથીની સંસ્થા વાપરે છે. આ પ્રમાણે જ્યારે એલોપથીમાં ચિકિત્સાના ભિન્નભિન્ન પ્રસંગે એક બીજાની વિરુદ્ધ નિયમો દેખાય છે ત્યારે હોમીયોપથીમાં એક જ નિયમથી ઔષધોની ઉપયોગિતાનો નિર્ણય કરાય છે. તે નિયમ આ છેઃ—

**પ્રુવિંગનું સ્વરૂપ.** સારો તન્દુરસ્ત દેખાતો માણસ હોય તેને મોટા પ્રમાણમાં વછનાગ, સોમલ, હિંગ, કપૂર આદિ ઔષધો આપતાં અને આ લેવાથી તેના શરીરમાં અવશ્ય કંઈ કંઈ વિક્રિયા થશે જ. જે જે વિક્રિયા આ રીતે થાય છે તેની નોંધ ચોક્કસ લેવામાં આવે છે. બીજા એવા જ તંદુરસ્ત માણસોને એ ઔષધો આપવામાં આવે છે અને તેને લાગતી તથા જણાતી વિક્રિયાની નોંધ પણ લેવાય છે. આ પ્રમાણે ભૂલનો અથવા પ્રકૃતિભેદનો દોષ દૂર કરવા ઘણા મનુષ્યો પર આ પ્રમાણે પ્રયોગ કરવામાં આવી અબાધિત જે જે વિક્રિયા અવશ્ય દેખાતી હોય તેની નોંધ લેવામાં આવે છે. આનું નામ **પ્રુવિંગ** (Proving) આપવામાં આપવામાં આવે છે અને **જે વિક્રિયા એલોપથી પ્રમાણમાં આપેલા ઔષધોથી થાય છે તે જ વિક્રિયા તેની તે જ દવા હોમીયોપથી પ્રમાણમાં આપવાથી મટે છે, શમે છે—એ હોમીયોપથીનો સિદ્ધાંત છે.** આ પ્રમાણે વેરાટ્રમ એલ્બ અથવા એન્ટિમની કુડાસ જો સારા માણસને આપવામાં આવે તો તે કોલેરાના જેવાં સઘળાં ચિન્હો ઉત્પન્ન કરે છે અને તેથી હોમીયોપથી પ્રમાણમાં એ જ દવાઓ કોલેરાના ઔષધરૂપે અથવા એવા ઝાડા તથા ઉલટી માટે ઔષધરૂપે હોમીયોપથીમાં અપાય છે. આ નિયમ તે અંગ્રેજી ભાષામાં Like cures like, અથવા લેટિનમાં Similia similibus curantur—એ શબ્દોથી વ્યવહારાય છે એનો અર્થ એ જ છે કે જેનાથી જે થાય તેનાથી તે શમે. જે ઔષધોથી જે વિક્રિયારૂપ ચિન્હો થાય છે તે જ ઔષધને હોમીયોપથી પ્રમાણમાં આપતાં તે જ વિક્રિયા શમી

જાય છે આ એક સાદા નિયમને અનુસરીને જ હોમીઓપથીમાં ચિકિત્સા ચાલે છે અને તે પ્રમાણે એના મૂળસંસ્થાપક હાનમાને[1] ઔષધોના પ્રુવિંગ કર્યા હતા ત્યાર પછી ડૉ હેરિંગ આદિ અનેક ભિષગ્વરોએ આ વિદ્યાની પાછળ પડવાથી અનેક ઔષધોના આ પ્રમાણે પ્રુવિંગ થઈ ગયા છે અને આજે એલોપથી મસ્થામાં જેટલાં ઔષધો વપરાય છે તે કરતાં અધિકસંખ્ય ઔષધો હોમીઓપથી ફારમાકોપીઆમાં દાખલ કરાયાં છે

આ બે પદ્ધતિના ભેદના આટલા વિવેચનથી હોમીઓપથી શું છે તેનું તમને જ્ઞાન થયું હશે અને તે સાથે હોમીઓપથી દવા તાત્કાલિક અસર શા માટે કરે છે અને કોઈ જાતનું સ્થાયી નુકસાન કરતી નથી તથા વ્યાધિને મટાડ્યા પછી દવાના વ્યાધિ જેને અંગ્રેજીમાં ડ્રગ ડિસીઝ કહે છે તેને ઉત્પન્ન કરતી નથી તેનાં કારણો પણ સમજાયાં હશે જ

**હોમીઓપથી દવા શા માટે વહેલી અસર કરે છે?** એલોપથી દવા સ્થૂલરૂપમાં હોવાથી એ શરીરમાં તરત પ્રવેશ પામતી નથી તેથી એ દવાઓ પીવામાં કે ખાવામાં આવે છે ત્યારે પ્રથમ તો જઠરમાં જાય છે અને ત્યાં જઠરના રસ સાથે પેનક્રિયસ યકૃત આંતરડાં આદિના રસ સાથે મિશ્રિત થાય છે અને નવીન અજ્ઞાત કેમિકલ કમ્પાઉન્ડને ઉત્પન્ન કરે છે આ પ્રકારે એનો વિપાક થઈ તેમાંથી જે ભાગ સૂક્ષ્મને તથા યોગ્ય રૂપાન્તરને પામે છે તેટલો જ ભાગ રુધિરમાં પ્રવેશે છે અને તે રુધિરના ફરવાની સાથે આખા શરીરમાં ફરી જે જે ભાગમાં તે જોઈતો હોય ત્યાં પહોંચે છે, અને તેમ થાય છે ત્યારે જ તે અમુક અમુક અસર કરે છે શેષ રહેલો ભાગ જે કચરારૂપે[2] રહે છે તે વિવિધ ક્રિયા કરી શરીરથી બહાર નીકળે છે આ પ્રકારની સ્થિતિ હોવાથી વ્યાધિ જ્યારે થાય છે ત્યારે સર્વ અવયવોને શિથિલતા થાય છે છતાં તે દશામાં પણ ઔષધને પચાવવાનું તેનો સારાસાર વિભાગ કરવાનું અને અસારને કાઢી નાખવાનું કામ શરીરને અધિકમાં કરવું પડે છે આ સર્વ ક્રિયા કરવામાં સમય જાય છે તેથી એ દવાને ગુણ કરતાં વિલંબ થાય છે અને અસાર ભાગ **ઔષધના વ્યાધિઓને**[2] કરે છે આ સાથે એ દવાનો શો વિપાક થાય છે તે અજ્ઞાત જ છે તેથી એ દવાથી વ્યાધિની નિવૃત્તિ થવાનો પ્રકાર અજ્ઞાત રહે છે અને દવા માત્ર ઉદાહરણને આધારે અખતરાને આધારે જ અપાય છે હોમીઓપથીના નિયમથી આપેલી દવા સૂક્ષ્મ અણુઓવાળી હોય છે એ દવાના અતિશય બારીક કટકા કરી દેવામાં આવેલા હોય છે, તેથી એ દવાને જઠર સુધી જવાની જરૂર રહેતી નથી પણ જીભ ઉપર એ મૂકવામાં આવે છે

1 દેશ ઉમેરો  2 ડ્રગ ડીઝીઝમાં—ચ મ

એટલે તરત જ એમાં રહેલી રસચુસણી સિરાઓ (Absorbents) એ તેનાને ચુસી લે છે અને તરત જ રુધિરમાં એ મિશ્રિત થઇ જાય છે પાણીમા દવા લીધી હોય છે તો તે જીભ, અન્નનળી અને જઠર સુધી પહોંચે છે પણ તેમાં પણ ચૂસણી સિરાઓ જેઓ સર્વ ભાગમાં પ્રસરી રહેલી હોય છે તે એને ચુસી લે છે અને રુધિરમાં મિશ્રિત કરી દે છે. આ પ્રમાણે આ દવાઓ રુધિરમાં તરત મિશ્રિત થઈ જાય છે તેથી એની અસર તત્કાલ થવા માંડે છે અને એ દવાની સાથે બીજા રસોને મળવાનો અવકાશ ઓછો રહે છે તેથી એ દવાઓ શુદ્ધરૂપમાં જ અસર કરવા પામે છે.

**જીર્ણ વ્યાધિમાં હોમીયોપથીનો જય.** જ્યારે વ્યાધિ થાય છે ત્યારે શરીરના અવયવો પૂરાઇ જાય છે (Clogged થઈ જાય છે) તેથી અતિ સૂક્ષ્મ રૂપતાને પામેલા અણુઓ જ એ અવયવોમા પ્રવેશી શકે છે. જેમ અણુની સ્થૂલતા તેમ એ ભરાઈ ગયેલા અવયવોમાં તેનો પ્રવેશ થઈ શકવાનો અસંભવ થતો જાય છે. આમ હોવાથી જે વ્યાધિ ઘણા સમયનો હોય છે તે વ્યાધિને મટાડવા માટે અણુની અધિક સૂક્ષ્મતા કરવી જરૂરની થઈ રહે છે એ હવે સ્પષ્ટ જણાય છે. શરીરની સિરાઓ, અવયવો આદિ તન્નના બધ થયેલા હોય છે તો તે બધ થોડા ભાગમાં જ હોય છે અને શિથિલ હોય છે. આથી તે સમયે સાધારણ સ્થૂલતાવાળા અણુઓ પણ અદર દાખલ થઈ શકે છે, પણ જ્યારે એ બંધ થવાનું કામ કેટલોક સમય ચાલ્યા કરેલુ હોય છે ત્યારે એ બંધ અધિક પ્રદેશમા વિસ્તરેલો હોય છે એટલુ જ નહિ પણ દઢતાને પામેલો થઇ રહે છે. આથી એ સમયે જો અત્યત વધારે બારીક અણુઓ હોય તો જ એ બધને ભેદીને અદર પ્રવેશી પોતાની અસર કરી શકે છે. આથી સ્પષ્ટ જણાશે કે જેમ જેમ વ્યાધિ લાંબી મુદતનો હોય તેમ તેમ દવાની જાત સૂક્ષ્મ થવી જોઈએ. હોમીયોપથીમાં એમ જ કરવામા આવે છે. જે રોગ ઉપર સામાન્ય રીતે ૩xની દવા અપાય છે તે જ વ્યાધિ જો દીર્ઘ સમયનો થયેલો હોય તો તે જ દવા ૩૦x અથવા ૬૦xની માત્રાની અપાય છે. આવા દીર્ઘ સમયના ક્રોનિક-વ્યાધિમા જો ૩x કે ૬xની માત્રાની દવા આપવામાં આવે છે તો એ સ્થૂલ અણુઓનો તે તે બધ થયેલા અવયવમા પ્રવેશ થઈ શકતો નથી તેથી એ અણુઓ (તેથી) બહાર રહે છે. ત્યાં તેમની જરૂર નહિ હોવાથી તે ચરમને જ (irritation-inflammation) કરે છે અર્થાત તે તે વ્યાધિનાં ચિન્હોને વધારતાં હોય તેવુ રૂપ દેખાડે છે. આ પ્રયોગસિદ્ધ વાત છે અને એ જ દવાને સૂક્ષ્મ કરવી આવશ્યક છે એનો ભેદી ન શકાય તેવો મુખ્ય પુરાવો છે. આ પ્રસગથી ક્રોનિક વ્યાધિઓ જે એલોપથીથી મટી

